● પ્રાપ્તિસ્થાન ●

# દિવ્ય દર્શન ટ્રસ્ટ

કુમારપાળ વિ. શાહ
૩૬, કલિકુંડ સોસાયટી
ધોળકા. ૩૮૭૮૧૦
જિ. અમદાવાદ.

ભરતભાઈ ચતુરદાસ
૮૬૮, કાળુશીની પોળ, કાળુપુર,
અમદાવાદ-૩૮૦૦૦૧.

● સૌજન્ય ●

(૧) શ્રી લક્ષ્મીવર્ધક જૈન સંઘ. શાંતિવન બસ સ્ટેન્ડ પાસે, પાલડી, અમદાવાદ-૭.
(૨) મહુવા નિવાસી ઘોઘારી વિશા ઓસવાળ, શ્રીમતી ચંચળબેન ગોપાલજીભાઈ શાહ પરિવાર,
હા. રસિકભાઈ ગોપાળજી શાહ તથા દિવ્યાબેન રસિકભાઈ શાહ માટુંગા-મુંબઈ
(૩) શ્રી અરિહંતપાર્શ્વશાંતિ જૈન સંઘ, આચાર્યશ્રી વિજય ભુવનભાનુસૂરીશ્વર આરાધના ભવન રેવા એપાર્ટમેન્ટ પાછળ, વાસણા, અમદાવાદ-૩૮૦ ૦૦૭.

વિ. સં. ૨૦૫૪
આવૃત્તિ ૨.

મુદ્રક :- જીતુ શાહ (અરિહંત) ફોન : ૩૩૨૨૫૫૭

# પ્રકાશકીય.....

પૂજ્ય ગુરુદેવશ્રી આચાર્ય ભગવત શ્રીમદ્ વિજય ભુવનભાનુસૂરીશ્વરજી વૈભવી વ્યાખ્યાનકાર હતા સાથે સર્વજ્ઞ વાણીના મર્મજ્ઞ વિવેચક પણ હતા શાસ્ત્રકારની વાતોનો ગુજ અને ગુજાશ આપણી ભાષામા સિફતથી પ્રગટ કરી શકતા. પૂજ્યશ્રીને સાભળતા થતુ હતુ કે નોટબુકમાં હમણા ઉતારી લઈએ એમને સાંભળવાનો પણ એક લ્હાવો હતો. અકળપણે-સકળપણે અને સફળપણે શ્રોતાઓને ગહનવિષયને સરળ બનાવીને ગળે ઉતારી દેતા અનોખા પ્રવચનકાર હતા.

પૂજ્યશ્રી એટલે વૈરાગ્યનો ધોધ અને શબ્દની શોધ. એમની પાસે શબ્દોની ખોટ નહિ જીભ નીચે પૈડા મૂકયા હોય એટલી ગતિએ શબ્દો નીતરતા રહે એમના શાત-સ્વરૂપ અને નિર્ભય વ્યક્તિત્વમાંથી ઉડતી ફોરમ આપણને સ્પર્શી જાય તેવી હતી.

વર્ષો પૂર્વે પૂજ્યશ્રીના અષ્ટાહ્નિકા પ્રવચનો ‘દિવ્યદર્શન’મા છપાયેલા એ પ્રવચનોને પુસ્તકાકારે પૂ. મુનિશ્રી કલ્પરત્નવિજયજીએ સકલન કરેલા. ચાતુર્માસમા પૂ. સાધુ-સાધ્વીજી ભગવતોનો સયોગ પ્રાપ્ત ન થયો હોય ત્યારે શ્રોતાઓને પર્યુષણ મહાપર્વમા પ્રવચનોનુ શ્રવણ પ્રાપ્ત થઈ શકે તે માટે અમારી વિનતિથી **પ.પૂ. પન્યાસશ્રી પદ્મસેનવિજયજી** ગણિવરે અષ્ટાહ્નિકા પ્રવચનો પ્રતાકારે સપાદિત કરી આપીને અનુમોદનીય કાર્ય કર્યુ છે એનુ પ્રકાશન કરતા અમે હર્ષ અનુભવીએ છીએ

તેમજ હિન્દીભાષી શ્રોતાઓને પણ આ પ્રવચનો સાભળવા મળે તે માટે હિન્દીભાષામા પણ ટૂક સમયમા ગ્રથ પ્રગટ કરવા ધાર્યુ છે.

આ ગ્રથ પ્રકાશનમા આર્થિક સહયોગ આપનાર પ્રત્યે અમે કૃતજ્ઞ છીએ

લિ. કુમારપાળ વિ. શાહના પ્રણામ

# પ્રસ્તાવના

આ જૈન શાસન અનેક રીતે અનોખુ અને અદ્‌ભુત છે. જૈન સઘના શ્રોતાઓને ગમે એટલો નવા નવા વકતાઓ કે વ્યાખ્યાતાઓને સાભળવાનો શોખ હોય પણ જેવા પર્યુષણ પર્વ બેઠા અને શ્રી અષ્ટાહ્નિકા વ્યાખ્યાનો શરૂ થયા કે તરત ઉપાશ્રયોના સભાખડો ખિચોખિચ ભરાઈ જશે - તે વખતે લગભગ શ્રોતાઓ એ નથી જોતા કે વકતા કે વ્યાખ્યાતા કોણ છે ? શ્રોતાઓ એ જુએ છે કે આ પર્વ કયુ છે અને વ્યાખ્યાન કયા વિષયના છે ! એટલે પર્વાધિરાજ શ્રીપર્યુષણપર્વ અને એમા શ્રી અષ્ટાહ્નિકા વ્યાખ્યાનો અને શ્રી કલ્પસૂત્રના વ્યાખ્યાનોની જે જબરદસ્ત અસર જૈન શ્રોતાઓના માનસપટ ઉપર સેકડો વર્ષોથી છવાયેલી છે એને કોઈ પણ વકતા ભૂસી શકે તેમ નથી. એવા પ્રચડશક્તિના સ્રોત છે પર્વાધિરાજ પર્યુષણ પર્વ અને તેમા થતા અષ્ટાહ્નિકા અને કલ્પસૂત્રના વ્યાખ્યાનો

આજ સુધી અનેક વ્યાખ્યાતાઓના અષ્ટાહ્નિકા પ્રવચનો મુદ્રિત થયેલા ઉપલબ્ધ છે. સામાન્ય વ્યાખાતાઓ માટે તો આવા ગ્રન્થો અનેક દષ્ટિએ ઉપયોગી બની જાય છે ખાસ કરીને જ્યા સાધુ મહારાજ ન હોય ત્યા શ્રોતાઓ માટે પણ એ ઘણા ઉપયોગી થાય છે. દરેક વ્યાખ્યાતાઓના વ્યાખ્યાનોમા કાઈને કાઈ વિશેષતાઓ હોય છે, એટલે જેમા ઉત્સૂત્ર ભાષણાદિ દોષો ન હોય એવા પ્રવચનોના ગ્રન્થો જુદા જુદા વ્યાખ્યાતાઓના ઉપલબ્ધ હોય તો નવા વ્યાખ્યાનકારોને એ બધામાથી વિવિધ તાજગીભરી અનેક પ્રકારની ઉત્તમ સામગ્રી પ્રાપ્ત થઈ શકે છે.

આવી જ ઉત્તમ પ્રેરક સામગ્રીનો રસથાળ લઈને આ ગ્રન્થરત્ન પ્રકાશમા આવે છે તે આનંદનો વિષય છે.

પ.પૂ. ગચ્છાધિપતિ આચાર્યદેવ શ્રીમદ્વિજય ભુવનભાનુસૂરીશ્વરજી મ. સાહેબે વર્ષો પૂર્વે પોતાની આગવીશૈલી અને બુલદસ્વરથી હજારો શ્રોતાઓથી ખિચોખીચ ભરેલા સભાખડમા પર્યુષણ પર્વના મગળ અવસરે પર્યુષણ પર્વના પહેલા ત્રણ દિવસોમા જે 'અષ્ટાહ્નિકા'ના વ્યાખ્યાનો ફરમાવેલા તેને શ્રોતાઓના મન ઉપર એક ગજબની સુવાસ પાથરેલી. એ પ્રવચનો **'દિવ્ય દર્શન'**મા વર્ષો પૂર્વે છપાયેલા. આજે તો તેના છૂટક અકો પણ મળવા દુર્લભ બની ગયા છે. તેથી એ પ્રવચનોનો સગ્રહ આજે મુદ્રિત થઈને પ્રકાશિત થઈ રહ્યો છે જે અનેક વ્યાખ્યાતાઓ વકતાઓ અને શ્રોતાઓને ખુબ જ ઉપયોગી બનશે એમાં શકા નથી

પર્યુષણપર્વના પ્રથમ દિવસે પર્યુષણપર્વના આઠ દિવસોમા આરાધવાના પાંચ કર્તવ્યોનુ વ્યાખ્યાન શ્રવણ કરવા લોકો દૂર દૂરથી ઉપાશ્રયે

દોડી આવે છે

પૂજ્ય ગુરુદેવશ્રીએ આ પાચ કર્તવ્યોની ભૂમિકામા પર્વનુ મહત્ત્વ, લૌકિક પર્વ અને લોકોત્તરપર્વ વચ્ચેનો મહત્ત્વનો પ્રકાશ પાથર્યો છે પાચ કર્તવ્યોમા અમારિ પ્રવર્તન મુખ્ય અને મહાન કર્તવ્ય છે પૂજ્યશ્રીએ કુમારપાળ મહારાજા અને ગિઝનીના બાદશાહના દૃષ્ટાન્ત સાથે જીવદયાનુ માર્મિક વિવેચન કર્યુ છે કુમારપાળ મહારાજ ગિઝનીના બાદશાહને કહે છે કે 'ગભરાતો ના, તુ મારનારો છે, અમે જીવાડનારા છીએ' - આ ટૂકામા સમગ્ર જૈનોની જીવદયાનુ પ્રતિબિબ પાડનાર કેવુ સરસ સુભાષિત છે ? અમારિ પ્રવર્તનના વ્યાખ્યાનમા અકબર બાદશાહ પ્રતિબોધક હીરસૂરીશ્વરજી મહારાજનુ સ્મરણ ન થાય એ તો બને જ નહી પણ પેલી ચમ્પા શ્રાવિકા એના તો જેટલા વખાણ થાય એટલા ઓછા

સાધર્મિક ભક્તિના વિવેચનમા 'સાધર્મિક ભક્તિ શા માટે ?' આ પ્રશ્નના જવાબરૂપે જે સાત કલમો રજુ કરી છે તે ખુબજ મનનિય છે પ્રાસગિક દાદુ રાજસ્થાનીની આદીશ્વરદાદાની ભક્તિના દૃષ્ટાન્ત સાથે મુબઈ-ગીરગામના બેક રોડ પર દુભાષ ગલીમા રહેનારા ડોસા-ડોસી યુગલની જીવદયાની ટીપમા રકમ નોધાવવાનુ દૃષ્ટાન્ત જોરદાર રજુ થયુ છે 'સાધર્મિકના અપરાધ પર શ્રાવકની ઉત્તમ વિચારણા' શિર્ષક નીચે હીરાના હારની ચોરી કરનાર શાન્તનુ પ્રત્યે જિનદાસ શેઠની ૬ મુદ્દાઓમા જે ઉમદા વિચારસરણી રજુ થઈ છે તે પણ હૃદયસ્પર્શી છે

ક્ષમાપનાના કર્તવ્યમા વિસ્તારથી ભૂમિકા સાથે સાધ્વી મૃગાવતી અને ગુરુણી ચન્દનબાળાજીનુ દૃષ્ટાન્ત ઘણુ હૃદયગમ છે જૈન જગતમા આ દૃષ્ટાન્તનો જોટો જડે તેમ નથી અને સૂરજ-ચાદ-સીતારા રહેશે ત્યા સુધી આ દૃષ્ટાન્ત અમર રહેશે ક્ષમા ગુણ ઉપર ચડરુદ્ર આચાર્યના શિષ્યનુ ઉદાહરણ પણ રમણીય છે ઉપશમભાવની પ્રેરણા માટે પૂજ્યશ્રીએ અહી રાજા ઉદયન, સુદર્શન શેઠ, બાહુબલજી, સનતકુમાર, સુવ્રતશેઠ, ગજસુકુમાળ, ખધકમુનિ, ખધકસૂરિના શિષ્યો, સુકોશલમુનિ, ઝાઝરિયામુનિ વગેરે દૃષ્ટાન્તોની હારમાળા ખડી કરી દીધી છે તદુપરાત ઉપશમ માટે ૧૧ ઉમદા વિચારણાઓ સુદર રીતે રજુ કરી છે **'ખમો અને ખમાવો'** આ જૈન શાસનના સૂત્રનુ રહસ્ય સમજાવ્યુ છે

અઠ્ઠમતપના કર્તવ્યમા, 'તપ કરવો જ શા માટે ?' મળ્યુ છે તો ખાવુ-પીવુ આવા ભોગાનદીઓના પ્રશ્નનો ખૂબ જ સરસ જવાબ વાળ્યો છે અઠ્ઠમ ન થાય તો તે વાળી આપવાના વિવિધ માર્ગ જણાવ્યા છે અઠ્ઠમ તપના વિષયમા શ્રી નાગકેતુનુ દૃષ્ટાન્ત તો પ્રસિદ્ધ જ છે પણ પૂજ્યશ્રીએ એમા શ્રાવકમિત્રાની સલાહ કેવી હોય-એ વાત ખૂબી પૂર્વક રજૂ કરી છે માનવભવ તપ અને સયમ માટે જ છે એ રજુઆત ગળે ઉતરી જાય એવી સરસ છે

ચૈત્યપરિપાટીના કર્તવ્યમા 'જૈનેતરો પણ કેમ પામે ?' એ ઉત્તમ ભાવનાની રજુઆત માર્મિક છે સાથે વજસ્વામીનુ દૃષ્ટાન્ત પણ રોચક રીતે રજુ થયુ છે 'ચૈત્યપરિપાટી શા માટે' ? એના પાચ મુદ્દાઓ મનનીય છે

શ્રી સઘપૂજાના કર્તવ્યમા 'શ્રી સઘ ઉપકારી કઈ રીતે ?' એના ૩ વિસ્તૃત મુદ્દાઓ ઘણા સરસ રજુ થયા છે ૬ઠ્ઠા કર્તવ્ય મહાપૂજામા 'પ્રસગ-લખાણના બોર્ડો' શીર્ષકનીચેની રજુઆત ધ્યાન ખેચાય એવી છે. અગ્યારમા 'શુદ્ધિ'ના કર્તવ્યમા 'રુકમી'નુ દૃષ્ટાન્ત પૂજ્યગુરુદેવશ્રી સિવાય બીજા કોઈ વ્યાખ્યાતાના વ્યાખ્યાનમા આજે ભાગ્યે જ સાભળવા મળે એવુ છે

લગભગ દરેક વ્યાખ્યાતાઓના પ્રસિદ્ધ થયેલા અષ્ટાહ્નિકા વ્યાખ્યાનો કરતા પણ આ ગ્રન્થની એક બીજી વિશિષ્ટતા એ છે કે આમા પાછળ શ્રાવકના ૬ કર્તવ્યો ઉપર બીજા કોઈ પ્રવચનકારના વ્યાખ્યાનો અલગ પ્રસિદ્ધ થયા હોય એવુ જાણવામા નથી. પાચ કર્તવ્યો મુખ્યપણે પર્યુષણપર્વમા આરાધાય ૧૧ કર્તવ્યો અવસરે અવસરે બાર મહિનામા શક્ય એટલી વાર આરાધાય પણ રોજના કર્તવ્યો કયા ? જિનેન્દ્રપૂજા, ગુરુસેવા, જીવદયાપાલન, સુપાત્રદાન, ગુણાનુરાગ અને આગમશાસ્ત્રોનુ શ્રવણ આ શ્રાવકજીવનમા રોજે રોજ આરાધવાના કર્તવ્યો છે એટલે એના વ્યાખ્યાનો અત્યન્ત ઉપયોગી હોવાથી મુદ્રિત થયા છે તે અતિ હર્ષપ્રદ ઘટના બની છે પૂજ્યશ્રીએ પોતાની આગવી શૈલીથી એની જે જિનાજ્ઞાગર્ભિત સુદર પ્રરૂપણા કરી છે તે અન્યત્ર દુર્લભ છે

પૂજ્યશ્રીના વ્યાખ્યાનોના પાને પાને જિનવચનનો, જિનાજ્ઞાનો, ગુરુ-આજ્ઞાનો, શાસ્ત્રાજ્ઞાનો અવિહડ રાગ થયા વિના રહેતો નથી ઉપરાત જિનવચનના સાર રૂપ વૈરાગ્ય તો પૂજ્યશ્રીના વ્યાખ્યાનના વાક્યે વાક્યે પિરસાયેલો જોઈ શકાય છે પૂજ્યશ્રીના વ્યાખ્યાનની વિશેષતા એ છે કે ક્યાય પણ સદ્ગુણનો અપલાપ અને દુર્ગણનો પક્ષપાત એમા જોવા નહિ મળે એથી ઊલટુ, સદ્ગુણનો પક્ષપાત અને દુર્ગુણનો અપલાપ ઠેર ઠેર જોવા મળશે પૂજ્યશ્રીની વ્યાખ્યાનની એ પણ વિશેષતા છે કે એમા લોકરજન કે મનોરજનનુ મર્યાદાભજક કોઈ તત્ત્વ જોવા નહિ મળે - જોવા મળશે તો એ જ કે સકલ સઘના-સર્વભવ્ય જીવોના હિતની, આત્મ-ઉત્કર્ષ - આત્મ-કલ્યાણની તમન્ના, ઉચ્ચ - પવિત્ર ભાવના, ઝળહળતા આદર્શો વગેરે

આવા ઉત્તમ વ્યાખ્યાનોના સ્વાધ્યાય દ્વારા મુમુક્ષુ ભવ્ય જીવો શીઘ્ર આત્મ-કલ્યાણ સાધે એ શુભેચ્છા

લિ પન્યાસ જયસુદરવિજય ગણી

અર્હ નમ:

સિધ્ધાન્તમહોદધિ આચાર્યદેવશ્રી વિજય પ્રેમસૂરીશ્વરગુરુભ્યો નમ

# પર્વાધિરાજ શ્રી પર્યુષણાપર્વના પ્રથમ દિવસનું વ્યાખ્યાન :

**મંગલાચરણ :** નમો અરિહતાણ, નમો સિદ્ધાણ, નમો આયરિયાણ, નમો ઉવજ્ઝાયાણ, નમો લોએ સવ્વસાહૂણ, એસો પચ નમુક્કારો, સવ્વપાવપ્પણાસણો, મગલાણ ચ સવ્વેસિ, પઢમ હવઈ મગલમ્ ॥ મગલ ભગવાન વીરો, મગલ ગૌતમપ્રભુ , મગલ સ્થૂલભદ્રાદ્યા જૈનધર્મોસ્તુ મગલમ્ ॥

પર્વાધિરાજ પર્યુષણાનો આજે પહેલો દિવસ છે આ આઠ દિવસ શુ કરવાનુ એ વાત કરવાની છે પણ વર્ષના ૩૬૦ દિવસ ધર્મની સારી રીતે આરાધના કરે એવા આમાના ઘણા નથી ઊલટા એવા ઘણા છે કે જે એમ નહિ કરતા હોય મહિનાની પાચ દશ મોટી તિથિએ પણ કાયમ સુદર આરાધના કરનારા ય કેટલાય નહિ મળે એ સ્થિતિમા જૈનશાસનના મહર્ષિઓએ વર્ષના આઠ દિવસ માટેની આ પર્યુષણપર્વની યોજના રાખી છે પર્યુષણ પર્વ બધા પર્વમા શિરોમણી ગણાય છે લઘુકર્મી જીવો દ્વારા આ આઠ દિવસ સુદર કોટિની આરાધના કરવામા આવે તો આત્માના ઘણા પાપો ઓછા થાય આ આઠ દિવસના વ્યખ્યાનોમા જિનેન્દ્ર ભગવાનના પવિત્ર ચરિત્ર સાભળવા મળે, સાભળતા સાભળતા આત્મામા ધર્મ ભાવના એવી ખીલે કે એમ થાય કે ધર્મ રોજ કરવો જોઈએ ધ્યાન રાખજો કે ધર્મ કાયમ કરવાનો છે, પણ કાયમ ન કરી શકે તેવાઓ માટે આ પર્વાધિરાજના આઠ દિવસ તો અવશ્ય કરવાનો જ છે કવિ કહે છે

**"કરી શકો ધર્મકરણી સદા, તો કરો એહ ઉપદેશ રે; સર્વ કાળે કરી નવિ શકો, તો કરો પર્વ સુવિશેષ રે" વીર જિનવર ઈમ ઉપદિશે."**

દુર્ગતિમા પડતા આપણને રક્ષણ આપનાર ધર્મ છે ધર્મ જ દુર્ગતિમા ન પડવા દે એકમાત્ર ધર્મ જ સર્વ પ્રકારના સુખ અને સદ્ગતિ અપાવનારો છે જીવનુ સાક્ષાત્ અને પરપરાએ કલ્યાણ એનાથી છે તે ધર્મ નિત્ય કરતા જ રહેવાનુ છે જો તેમ ન બની શકે તો તિથિ-પર્વે તો ધર્મ અવશ્ય સાચવવાનો છે, કારણ કે જીવનુ આયુષ્ય પ્રાયઃ તિથિના દિવસે બધાય છે તે પર્વ દિવસે આપણે સહેજે ધર્મમા એટલે કે તપ-ત્યાગ-સયમમા હોઈએ, ને તેથી આયુષ્ય બધાય તો

સદ્ગતિનુ બધાય, ને સદ્ગતિમા જનમથી ધર્મ સધાય એટલે પરલોકની સદ્ગતિની સિરિયલ સુધરી જાય

જીવનને મગલમય ને મહોત્સવમય બનાવવા માટે તીર્થકરદેવોએ પર્વની આરાધના બતાવીછે પર્વો બે પ્રકારના - લૌકિક અને લોકોત્તર. ઈતર ધર્મના પર્વને લૌકિક પર્વ કહેવાય, ત્યારે જૈન ધર્મનાં પર્વોને લોકોત્તર પર્વ કહેવાય

નિર્દોષ અને લોકોત્તર પર્વને આદર્શ પર્વ તરીકે બતાવનાર શ્રી વીતરાગ સર્વજ્ઞ પરમાત્મા છે. આનાથી સમજી શકાય છે કે આપણે લૌકિક-પર્વ આરાધવા ? કે લોકોત્તર ? બન્ને વચ્ચે મોટો ફરક છે. લૌકિક પર્વોમા સરાગી દેવદેવીની આરાધના કરવાની આવે, એથી શુ મળે ? કહો ને સસાર મળે, મોક્ષ ન મળે. મોક્ષ તો વીતરાગભાવથી ભરેલોછે. એ કોણ બતાવી શકે ? વીતરાગ સર્વજ્ઞ ભગવાન જ બતાવી શકે માટે ધર્મ પણ એમણે કહેલો હોય તે જ શુદ્ધ અને સત્ય ધર્મ હોય, માટે જ એ લોકોત્તર ધર્મ છે એથી એના પર્વ પણ લોકોત્તર પર્વ કહેવાય. વળી, લૌકિક પર્વનુ સ્વરૂપ આરભ-સમારભોભર્યુ; અને તે પર્વના આદર્શ તરીકે સરાગી દેવ છે જ્યારે લોકોત્તર પર્વનુ સ્વરૂપ હિસામય આરભ-સમારભના ત્યાગનુ અથવા આરભ ત્યાગ તરફ લઈ જનારુ હોય છે, વળી લોકોત્તર પર્વના આદર્શ તરીકે વીતરાગ પરમાત્મા છે. એટલે નજર સામે આ તરવરે કે આપણે આ લોકોત્તર પર્વની આરાધના કરીને અતે વીતરાગ થવાનુ છે. એટલે જ લોકોત્તર પર્વો - બીજ, પાચમ, આઠમ વગેરે અને ચોમાસી ચૌદશપર્વ આદિ તથા પર્યુષણપર્વમા વિશિષ્ટ જિનભક્તિ, સામાયિક પૌષધાદિ ક્રિયા તેમજ વિશિષ્ટ ત્યાગ અને તપશ્ચર્યાઓ તેમજ વિશિષ્ટ શાસ્ત્રશ્રવણાદિ આવે એથી આત્મા નિર્મળ-નિર્મળતર બનતો જાય છે, અતે ચારિત્ર પામી મોક્ષ સાધે છે. આમ લોકોત્તર પર્વની બલિહારી છે.

લૌકિક પર્વમા ખાનપાનની મજા મણાતી હોય છે દા ત એકાદશીના લૌકિક પર્વમા મેવા-મિઠાઈ ફ્રુટ વગેરે ફળાહાર મળે. દિવાળીમા આનદ-મગલ કરાયછે ત્યારે લોકોત્તર પર્વોમા ત્યાગ-તપસ્યા-વ્રત-નિયમ વગેરે કરવાના હોય છે, જે વૈરાગ્યને વધારનારા હોય છે. માટે તો જૈનોના પર્યુષણા જગત પ્રસિદ્ધ છે ઈતર લોકોય સમજે છે કે જૈનોના પજુષણ આવ્યા છે, એટલે એમને ત્યા તપસ્યાઓ ચાલી છે, તપસ્યાના વરઘોડા નીકળે છે..... વગેરે.

આ બધુ શુ છે ? લોકોત્તર પર્વનો મહા મહિમા, લોકોત્તર પર્વની વિશિષ્ટ ઉજવણી

ત્યારે લૌકિક પર્વની એવી ઉજવણી હોય છે કે લોકો વિષયોના રગરાગમા પડી જાય છે જ્યારે લોકોત્તરપર્વોમા જૈનો બ્રહ્મચર્યનો ખપ કરે છે,

સામાયિક-પૌષધ વગેરે કરી ધધારોજગાર બધ કરે છે તેથી હિસા વગેરેથી બચાય છે દા.ત બીજ-પાચમ-આઠમ વગેરે તિથિઓ, એ લોકોત્તર પર્વતિથિઓ છે, તો એમા આરાધના કરવા માટે ધોવુ-કૂટવુ-ખાડવુ-દળવુ-પીસવુ-રગવુ... વગેરે બધ રાખવામા આવે છે બ્રહ્મચર્યનુ ખાસ પાલન કરાય છે યથાશક્તિ તપસ્યા કરવામા આવે છે, દા ત ભરત ચક્રવર્તીના દીકરા રાજા સૂર્યયશા અષ્ટમીની એવી આરાધના જાતે કરતા અને આગલે દિવસે રાજ્યમા ઢઢેરો પીટાવી પ્રજાને પણ આરાધવાની પ્રેરણા કરતા એ પણ પિતાની જેમ આરિસાભવનમા કેવલજ્ઞાન પામનાર છે આવા કર્મલઘુ અને મહાન વૈરાગી સમ્રાટ રાજાને પણ પર્વતિથિની આરાધના નિયમિત કરવાની હોય, તો તમે સમ્રાટ તો નહિ, પણ કયા નાના રાજ્યના રાજા છો, તે તમારે પર્વતિથિની નિયમિત આરાધના નહિ ? (સૌએ આરાધના કરવીજ જોઈએ )

તમને જૈન ધર્મ મળ્યો છે ને ? તમારા ભાગ્યની અવધિ નથી, કેમકે જીવને તારણહાર તો ધર્મ જ છે. પરતુ જગતમા ધર્મના નામે ચાલતા ધર્મ ઘણા, પણ એમા જૈન ધર્મ જેવો બીજો કોઈ મહાન ધર્મ નથી માટે તો રામચદ્રજીથી જગલમા હકાલપટ્ટી કરાયેલ સીતાજીએ સદેશામા રામને કહેવરાવેલુ, કે 'લોકે મારી નિદા કરવાથી તમે મને નિર્દોષને કાઢી મૂકી, તો ભલે, એથી તમને મારાથી સવાયી રાજકન્યા નહિ મળે એમ નહિ, ને એથી તમારો મોક્ષ અટકી જશે એમ પણ નહિ, કિન્તુ કાલે ઊઠીને લોક કદાચ તમારા જૈન ધર્મની નિદા કરે તો એથી તમો જૈન ધર્મને છોડતા નહિ, કેમકે જૈન ધર્મથી સવાયો તો શુ, પણ એની હરોળનો પણ ધર્મ નહિ મળે, ને જૈન ધર્મનો ત્યાગ કર્યાથી તમારો મોક્ષ અચૂક અટકી જશે . . '

જૈન ધર્મનુ આવુ મહત્ત્વ આજના કાળે પણ પરદેશવાળાને ય કેવુ સમજાયેલુ એનો એક દાખલો જુઓ --

વિલાયતના પ્રસિદ્ધ નાટ્યકાર બર્નાર્ડશોએ મહાત્મા ગાધીજીના પુત્ર દેવીદાસ ગાધીના પ્રશ્નના જવાબમા કહેલુ કે 'In next life I would like to be A Jain ' દેવીદાસ પૂછે 'કેમ વારુ ?' શો કહે ''જૈન ધર્મમા પરમાત્મા બનવાની સોલ રાઈટસ્ રામ-કૃષ્ણ વગેરે કોઈ એક વ્યક્તિને નથી અપાયેલી જૈન ધર્મમા તો અનતા પરમાત્મા થઈ ગયા છે, અને હજુ ભવિષ્યમા અનતા પરમાત્મા થવાના છે, તો હુ મારો નબર એમા જ ન લગાવુ ?''

બર્નાર્ડ શોને જૈન ધર્મનુ આ આકર્ષણ ખાલી ભાવાત્મક નહિ, પણ સક્રિય હતુ જીવોની 'અહિસા એટલે Honour of life, - બીજાના પ્રાણનુ સન્માન કરવુ', એ ભાવના એમના મનમા વસી ગઈ હતી, માટે તો એક પાર્ટીમા નોનવેજ (માસનુ ભોજન) હતુ તે જમ્યા વિના બેસી રહ્યા, અને બીજાઓએ એમને પૂછતા એ બોલ્યા કે 'માફ કરજો, મારુ પેટ મડદા દાટવાનુ કબ્રસ્તાન નથી'

આ બર્નાર્ડશોને જૈન ધર્મની નાના એકેન્દ્રિય જીવોની પણ દયા કેવીક રોમરોમમા વસી ગયેલી કે એમને ઓફિસમા આવેલી એક લેડીએ ફલાવર પોટ (ફૂલદાની) ખાલી દેખી પૂછ્યુ 'મિસ્ટર શો ! તમને ફૂલ નથી ગમતા ?' બર્નાર્ડ શો કહે છે, 'ફૂલ તો મને બહુ પ્રિય છે, એટલે જ એ મારા પ્યારા ફૂલ જીવ એના છોડવા પર રહે તો ૪-૮ દિવસ કિલ્લોલ કરતા રહે, એને બિચારાને ત્યાથી ચૂટી લાવી અહી ફૂલદાની પર મૂકવામા તો એ બિચારા ચાર કલાકમા ચિમળાઈ જાય ! એવું હુ શા માટે મારા પ્રિય પ્યારા ફૂલને કરુ ?'

બોલો ! વિલાયતમા જન્મેલાની રોજના માટેની આ જીવદયા કે ફૂલની આ મફતિયા હિસા નહિ કરવાની તો તમારે મહિને ૧૦ તિથિ અને માત્ર પજુષણ પૂરતો ય લીલોતરીનો ત્યાગ નહિ ? પજુષણમા સાબુથી નહાવું, ધોવુ, યા અનાજ ખાડવુ, પીસવુ દળવુ. ..વગેરેનો ત્યાગ નહિ ? (જરૂર ત્યાગ રાખીશું.)

જ્ઞાનીઓ પર્યુષણા મહાપર્વના આ પાચ ખાસ કર્તવ્યો બતાવે છે.

**(૧) અમારિ - પ્રવર્તન (૨) સાધર્મિક ભક્તિ (૩) ક્ષમાપના (૪) અટ્ઠમનો તપ અને (૫) ચૈત્ય-પરિપાટી.**

## કર્તવ્ય પહેલું - અમારિ પ્રવર્તન

ધર્મનુ મૂળ દયા છે

'दया धर्मका मूल है, पापमूल अभिमान; तुलसी दया न छांडीએ, જબ લગ ઘટમેં प्राण.'

જ્યારે આ દયા જીવનકર્તવ્ય છે, ત્યારે એ પર્યુષણાનુ તો મહાકર્તવ્ય હોય જ આને પહેલા નબરનું કર્તવ્ય સમજવાનુ.

પ્ર - દયા પહેલું કર્તવ્ય શાથી ?

ઉ - દયાથી આપણુ હૃદય કૂણુ - મુલાયમ થાય છે, ને મુલાયમ હૃદયમા બીજા ધર્મો સારી રીતે વસી શકે છે, વાવી શકાય છે. જાણો છો ને કે જમીનને ખેડીને મુલાયમ બનાવી હોય તો જ એમા બીજનુ વાવેતર કરી શકાય છે. માટે અહી પર્યુષણામા દયા-અમારી પ્રવર્તનનુ પહેલુ કર્તવ્ય બજાવી હૈયાને મુલાયમ બનાવવાનુ છે, જેથી એમા સાધર્મિકભક્તિ, ક્ષમાપના-ત્યાગ-તપસ્યા વગેરે ધર્મો ઉતારી શકાય

પર્યુષણાના પાચ કર્તવ્યોમા પહેલુ અમારિ - પ્રવર્તન છે  અમારિ એટલે મારવુ નહિ તે  પોતે કોઈ જીવને ન મારે એ પોતે અમારિ આચરી  પરતુ બીજાઓ પણ કોઈ જીવને ન મારે એવી વ્યવસ્થા કરવી તે બીજાઓ પાસે અમારિ-પ્રવર્તાવી કહેવાય, અમારિ-પ્રવર્તન કર્યુ કહેવાય  કોઈ પણ ધર્મ અમારિ અને દયાની ઉપેક્ષા કરી શકે જ નહિ  દયા રહિતનો ધર્મ કહેવાય નહિ  તેમ ધર્મમા માનનારો દયાભર્યા હ્રદય વિનાનો હોય નહિ, એટલે એ સહેજે અમારિ પ્રવર્તાવે વિકસિત દયા એ મર્યાદિત નથી  જીવમાત્ર પર દયાની ભાવના જોઈએ, કેમકે જેવુ જાત માટે એવુ જગત માટે  પોતાના જીવની જેમ જ બીજા જીવોનો સ્વભાવ છે કે એને દુ ખ ન ગમે, અને સુખ માટે અપરપાર ઝખના હોય  'બીજા આપણી હિસા ન કરે' એ જો આપણે ઈચ્છીએ છીએ, તો આપણે બીજા માટે વિપરીત કેમ ઈચ્છાય? અરે! બે ની વચ્ચે ત્રીજો આવીને બેસી જાય ને જરાક સંકડાશ થાય, તો એ પણ આપણા જીવને પાલવતુ નથી, જો કે આ તો બહુ મામુલી વાત છે, તો પછી જીવને ઠેઠ પોતાના પ્રાણના નાશનુ મહાદુ.ખ આવે તો એ એને કેમ જ રુચે ? પોતાનામા ભલે ધર્મનો અધિક વિચાર ન હોય, પણ માનવબુદ્ધિનો સામાન્ય વિવેક તો હોય ને ? એટલુ હોય તો સમજી શકાય કે સુખ જેવુ પોતાને પસદ છે, તેવુ સારા જગતને પસદ હોય જ. માનવની બુદ્ધિમા બીજાની હિસા કરવાની કલ્પના જ કેમ ઊઠે ? પછી ખોખાએ માનવ છતા હૈયે વાઘ-વરુ કે પિશાચ હોય એની વાત જુદી છે

***સર્વને અભયદાન મળો એવી જેને અભિલાષા નથી, તે શ્રાવક નથી. સર્વને અભયદાન દેનારો જે નથી, તે સાધુ નથી.***

જૈનદર્શનની દયા વિશિષ્ટ કોટિની છે  સ્થાવરની દયા ગૃહસ્થ ન પાળી શકે માટે જ્ઞાનીઓએ એને એનો આગ્રહ ન કરતાં, ત્રસની દયા પાળવાનુ કહ્યુ સાધુને ત્રસ અને સ્થાવર જીવ, બનેની દયા પાળવાની છે  'ગૃહસ્થો સ્થાવર જીવોની દયા ન પાળી શકે' એનો અર્થ એ નથી કે સ્થાવરની હિસામા દોષ નથી જો એ અર્થ હોય તો તો સાધુને ય સ્થાવર હિસામા શો વાધો ? માટે કહો કે સ્થાવર જીવોની હિસાથી પાપ તો લાગે જ છે  તેથી જ એવા ઓછે પાપે પતાવવા ગૃહસ્થો માટે પણ જ્ઞાનીઓએ સ્થાવરની પણ જયણા-જતના યાને શક્ય રક્ષાનો પ્રયત્ન કરવાનુ કહ્યુ અને પાણીને પણ ઘીની જેમ વાપરવાનુ કહ્યુ. આ એટલા જ માટે કે પાણીના ટીપે ટીપે જે હજારો ત્રસ જીવો અને સ્થાવરકાય અસખ્ય જીવો છે, એનો શક્ય બચાવ કરવાનો છે, જેથી ફોગટ હિસાથી અટકી જવાય. આપણે જ્યારે જાણીએ છીએ કે પાણી એ સ્થાવરકાય એકેન્દ્રિય જીવ છે અને એનો ઉપયોગ કર્યા વિના ચાલતુ નથી તો પણ અણગળ પાણીમા હજારો ત્રસકાય જીવોની દયા તો જોઈએ ને ? પીવામા અને નહાવા-ધોવામા પણ પાણી ગળેલુ જ વાપરવાનો નિયમ ખરો ? જૈન શાસનને સમજેલા શ્રાવક-શ્રાવિકાઓ પણ સર્વ જીવોને અભયદાન દેવાની દશા લાવવાનો નિરતર અભિલાષ રાખતા હોય છે  જેનામા એ અભિલાષ ન વર્તે, એ શ્રાવક શાનો ? અમારિ પ્રવર્તન પહેલા ઘરમા શરુ કરો  પજુષણમા આઠ દિવસ અને પછી પારણાની પાચમ, એમ માત્ર નવ દિવસ લીલોતરી ત્યાગની બાધા લેવામા જો અચકાઓ છો, ત્યારે

તમારામા સત્ત્વ કેટલુ ? ૧૮ દેશના સમ્રાટ કુમારપાળ મહારાજા વર્ષે વર્ષે અષાડ ચોમાસુ આખુ લીલોતરી ત્યાગ રાખતા ! માત્ર પજુષણના નવ દિવસ નહિ, ચોમાસાભરના બધા જ ૧૨૦ દિવસ લીલોતરી ત્યાગ. નવરાત્રિમા બોકડાનો ભોગ નહિ આપવામા, કટકેશ્વરી દેવીનો ત્રિશુળ પ્રહાર, આખા શરીરે કોઢ અને તીવ્ર પીડા વધાવી લીધી ! યાવત્ એજ રાતમા ચિતામા પડી બળીને ખાખ થવાની તૈયારી રાખી. કેટલુ બધુ સત્ત્વ! હૃદય કેટલુ બધુ કોમળતા અને કરૂણાભર્યુ?

મહારાજા કુમારપાળની જીવદયા અને જીવો પરની કરુણા કેવી કે પોતાના લશ્કરના ૧૧ લાખ ઘોડાને પણ પાણી ગાળેલુ પીવડાવતા ! કેમકે અણગળ પાણીમા લાખો ત્રસ જીવો મરે ! એની એમને દિલમા દયા હતી મહારાજા સવારીએ જાય ત્યારે ઘોડાના પલાણ પર બેસતા પહેલા પૂજણીથી પલાણ પૂજી લેતા ! જેથી કોઈ જીવજતુ ત્યા મરે નહિ.

દુર્ગતિના દરવાજા અને દુર્ગતિમાં ભટકવાનુ બધ કેમ થતુ હશે ? નહાવા-ધોવા પાણી જોઈએ છે, પણ પાણી ગાળવા કોણ બેસે ? એમ આળસ કરી પ્રમાદ-બેદરકારી રાખી જીવો મારવાનુ ચાલુ રહે એમા દુર્ગતિના દરવાજા બધ થાય ?

સર્વ જીવોને અભયદાન દેવાની દશા લાવવાની ઝખના વતર્તી હોય એને સ્થાવર જીવો પર પણ કેટલી બધી દયા હોય ? સ્થાવર જીવોની હિસાના પ્રસગે પણ એનુ હૃદય વલોવાઇ જાય વલોવાઈ ! બજારમાથી શાકભાજી લાવો તે જીવતા જીવ ને ? એકેક ટકે આ જીવોનો કેટલો સહાર ? કેવી રીતે સહાર ? શુ એ વખતે થાય, કે - ''પૂર્વે હુ પાણીમા હતો ત્યારે અગ્નિથી ઉકાળાયો, બળાયો, પૂર્વે હુ વનસ્પતિમા હતો ત્યા તાવડીમા નાખી જીવતો તળાયો, ત્યારે મને અપરપાર દુ.ખ થયેલુ ! તો મારા કબ્જામા આજે રહેલા સ્થાવર જીવો બિચારા કેવુક દુઃખ સહેતા હશે ?''

જો અઢાર દેશના માલિક કુમારપાળ મહારાજા અગિયાર લાખ ઘોડાને પાણી અળગણ નહિ, પણ ગળેલુ જ પીવડાવતા. આજે કુટુબના ચાર માણસો માટે ગળેલુ જ પાણી પીવાનુ વાપરવાનુ હોય તો મુશ્કેલ પડે છે, કેમ ? શેઠાઈ આવી ! રામાના હાથે કામ લેવાનુ ! રામાને શી દયા હતી ? એ રામો તમને ક્યા લઈ જશે તે ખબર પડે છે ? આજે ઘરમા રામા દ્વારા કામ લેતા દયા-જતના ગઈ ! અને મદિરમા પૂજારી દ્વારા કામ લેતા ભગવાનની આદર-ભક્તિ ગઈ ! ઘરમા જીવોની હિસા વધી, અને મદિરમા ભગવાનનો અનાદર અને આશાતના વધી ! વિચારો.

જૈનપણે આ ? પોતાના જીવ માટે જરાય બફારા જેવુ ય દુ:ખ ન આવે એની ખુબ કાળજી ! અને બીજા પ્રત્યે મોટા આરભ-સમારભમા ચકચૂરપણે અને યથેચ્છ રીતે વર્તવાનુ ? આ ક્યાનો ન્યાય ? શ્રાવક તો સમજતો હોય કે મારા પરમાત્માએ કહ્યુ છે કે, ''જગતના શુ સ્થાવર, કે શુ ત્રસ, અનતાનત જીવોને

અભયદાન દેવાની ભાવના નહિ વર્તે ત્યા સુધી મુક્તિ તો શુ, પણ મુક્તિની યોગ્યતા પણ નહિ આવે; મુક્તિનો પ્રેમ સાચો નહિ મનાય, ધર્મીપણુ પણ નહિ રહે. જૈનની સર્વેને અભય આપવાની વૃત્તિ ત્યારે જ સાચી મનાય, કે સ્થાવરની હિસા પ્રસગે પણ કાળજુ કપે ! કપે છે ? કપ એટલે હિસામા ધ્રુજારો. હિસાની પ્રવૃત્તિ જેટલી ન અટકે ત્યા આત્મા ભયભીત રહે હૃદય જીવો પ્રત્યે કૂણુ રહે. આ સ્થિતિમા એ મફતિયા કે વધારે પડતી હિસા કરે જ શાનો ?

આજે એવી શ્રાવિકાઓ વિદ્યમાન છે કે ઘરમા નોકર છતા અનાજ વીણવાનુ કામ જાતે જ કરે. પોતાનુ અનાજ તો પોતે વીણે, પણ નોકર ચાકર માટેનું અનાજ-જુવાર વગેરે હોય, તેય પોતે વીણે. ધણી જુએ અને પૂછે 'શા માટે તમે તકલીફ લો છો ?' તો એ પ્રભુના ધર્મથી વાસિત શ્રાવિકા શુ કહે, જાણો છો ? કહે, ''જુઓ ! ધાન્યમા આટલા ધનેરા ને આટલા કીડા નીકળ્યા ! કહો વીણ્યા વિના ધાન્યનો ડબો આપું દળાવવા, તો બિચારા આ બધા જ જીવડા ઘટીમા સાફ થઈ જાય ને ? એ સમજે છે કે,

''જગતના જીવમાત્રને અભયદાય દેવાની વૃત્તિવાળા ગણાતા આપણે કદાચ સ્થાવરની હિસા તો હજી ટાળતા નથી, પણ ત્રસની હિસા ન રોકી શકીએ ? ત્યારે આપણને હાથ-પગ મળ્યા છે તે શા કામના ? એવી શેઠાઈના શરીર તો આપણા જીવને ભયકર દુર્ગતિની ખાડમા ફેકે.''

પર્યુષણામા ખાસ કરીને જેટલી આપણી લાગવગ પહોચે, ધનશક્તિ પહોચે, એટલી અમારિ પળાવવી જોઈએ. કુમારપાળ રાજાએ તો માત્ર પર્યુષણ માટે જ નહિ, પણ બારે માસ માટે અઢારે દેશોમા 'મારિનુ નામ ન જોઈએ' એવુ કર્યુ હતુ કોઈની તાકાત નહોતી કે હાલતા ચાલતા જીવની વિરાધના કરે. મશ્કરીમા જૂ મારવા જતા એક લાખોપતિ શેઠને પત્નીએ ના પાડી કહ્યુ હતું, ''મહારાજા કુમારપાળનું શાસન છે, અઢાર દેશમા અમારિની આણ ફેલાવી છે એ ખબર નથી ? જૂ ન મરાય !'' છતા એણે કહ્યુ ''જોયો તારા કુમારપાળનો હુકમ ! લે આ મારી જૂ ! લે !'' આમ ઠોસપૂર્વક જૂ મારી તો ખરી, પણ ત્યા ફરતા જાસુસને ખબર પડી, એમણે એને પકડી કુમારપાળ પાસે લાવ્યા. હવે કહો જો, એ કેવોક થરથર ધ્રુજતો હશે ? એવી ધ્રુજારી તમને નરકના દુઃખના ભયથી નથી માટે હિસા ચાલે છે પેલાના પગ લથડે છે સુભટો કહે છે, ''મહારાજા! આ માણસે આપની આજ્ઞાનો ભગ કર્યો છે. એની પત્નીએ ના પાડી છતા એણે માથાની જૂ મારી છે.'' કુમારપાળે શુ કહ્યુ હશે ? એવુ જ કઈક ને કે, કેમ શેઠ ? માથામા બહુ રાઈ ભરાઈ છે ? તમે તો જૂ ને મારી નાખી, પણ મારાથી તમને તેવુ થાય ?'' કુમારપાળે એનો ભારે દડ કર્યો અને તે પણ કેવો ? મોટું દેરાસર બધાવવુ એવો ! દડ ખજાનામા નહિ હો ? કેમકે રાજાએ જીવનને પૈસા સાથે નહોતુ પરણાવ્યુ, પરતુ પ્રભુ સાથે પરણાવ્યુ હતું એ મદિરનુ નામ યૂકાવિહાર રખાવ્યુ (યૂકા=જૂ)

અમારિ અઢાર દેશમા જ શા માટે ? હજી આગળ જુઓ કુમારપાળને ચોમાસામા નગર બહાર ન નીકળવાનો નિયમ છે ! એને સસારની ઘણી પ્રવૃત્તિ

બધ છે! કેવા સરસ પ્રભુના શ્રાવક ! સસારના શ્રાવક નહિ. તમે પણ સસારના શ્રાવક મટી પ્રભુના શ્રાવક બનો તો મહાન થઈ જાઓ. શ્રીકૃષ્ણ વાસુદેવને પણ નિયમ હતો કે ચોમાસામા દ્વારિકા નગરીની બહાર જવુ નહિ.

*ગિઝની - બાદશાહનું અમારિ-પ્રવર્તન :-*

ગિઝનીનો બાદશાહ કુમારપાળનો નિયમ જાણી પાટણ પર ચડી આવ્યો  પણ ગુરુદેવ શ્રી હેમચદ્રાચાર્ય મહારાજે એને વિદ્યાથી આકાશમાર્ગે ખેચી ઉપાશ્રયમા જ ઊઘતો ખાટલા સાથે ઉતાર્યો ! લૂટવાને આવેલો બાદશાહ પોતે જ કુમારપાળના કબ્જામા આવ્યો છે ! હવે શુ કરવાનુ ? ખુબી અહી જ છે. ઘાતકીને ઘાતની અને દયાળુને દયાની વિચારણા આવે. કોઈ પણ પરિસ્થિતિમાં થતી કલ્પના એ હૈયામાં દયા કે ઘાતકીપણાનુ માપ છે. દયાળુ પગ મૂકે ત્યા પ્રથમ જુએ - 'કીડી-મંકોડી તો નથી ને ?' પોતાની બેદરકારીથી કીડી-મંકોડી કે બીજું જંતુ કચરાય નહિ, એ કાળજી એને ભારોભાર હોય. પણ આ તો રસ્તામાં ચાલતાં, જરા રસ્તો ખરાબ લાગ્યો કે ઊતરે છે હિસાના વિચાર પર, 'આ મ્યુનિસિપાલીટી કેવીક છે ? રસ્તો સુધરાવતા નથી ?' શાથી આ વિચાર ? કહો, રસ્તો બનાવવામા થતા હિસામય આરભમાની હિસાની પરવા નથી માટે. કેટલીકવાર મહાન કોટિની કર્મ-નિર્જરા થઈ શકે એમ હોય, છતા એવા પ્રસગમા અજ્ઞાની જીવો કર્મ બાધે છે ! ખરી વાત એ છે કે જીવ અને દયાનું જ્ઞાન હૃદયમા પ્રકાશમાન નથી  બાદશાહ પોતે ઘાતકી હતો એટલે એને તો એમ જ થયું કે, 'હવે મને આ મારી નાખશે ! પણ એને ખબર નથી કે શ્રાવક જમડો ન હોય, શ્રાવક તો દેવનો દૂત છે. એને કોઈ દુશ્મન માને તો ય દાનો છે  કિન્નાખોર નથી. કિન્નો તો જગલી પશુના ભવમાં મૂકી આવ્યા. કિન્નો શા માટે રાખવો ? બચાવ થઈ ગયો છે, હવે કિન્નાનુ શુ કામ ? બચાવ કોણે કર્યો ? ધર્મે. જેને ધર્મનુ શરણ છે, એનો વાળ વાકો કરનાર કોઈ નથી.

પ્ર. - શ્રી હેમચદ્રાચાર્ય ન હોત તો ?

ઉ - એ 'તો' જ ખોટો છે, ધર્મીને રક્ષક ન હોય એ બને જ કેમ ? તથાપિ માનો પૂર્વના પાપે રક્ષક ન હોત, તો નિયમ ખાતર કુમારપાળ મરી ફીટત ! પણ પછી દેવ થઈને કદાચ અહી આવી એની (મ્લેચ્છની) કાનપટ્ટી પકડત, એવું ય બની શકે કે નહિ ? ધર્મ ઉપર શ્રદ્ધા અસ્થિમજ્જાગત જોઈએ. કુમારપાળને કિન્નો નથી, તેથી બાદશાહને કહે છે, 'ગભરાતો ના, *તું મારનારો છે, અમે જીવાડનારા છીએ.'*

શ્રાવકના ઘરમાં નીકળેલી કીડી-મકોડીને જાણે વિશ્વાસ હોય કે-'આ ઘરમા જીવાડનારા છે, મારનારા નથી !' શરણે આવેલા શત્રુને અભયદાનનો

વિશ્વાસ હોય. જીવલેણ-શત્રુ તમારા હાથમા આવ્યા પછી અભયદાન ને ? કે હવે બિચારાના બાર વાગ્યા સમજો ?

***અમારિ-પ્રવર્તનની રીત :-*** પૂર્વે પર્યુષણામા અમારિ પ્રવર્તાવવા ઘણું થતુ કસાઈ પાસેથી જીવો છોડાવતા, ઘટી-ઘાણી બધ કરાવતા, માછીમારની જાળ બધ. તે પાછા એવા હિસકો તો મહાજનની મર્યાદાથી પોતાની મેળે હિસા બધ કરતા ! મહાજનની વ્યવસ્થાની આજે મર્યાદા તોડી શો સાર કાઢ્યો છે ? ખેર ! પર્યુષણામાં શક્ય એટલી હિસા પૈસાથી પણ અટકાવો જીવોને મારતા છોડાવો. મુબઈ વગેરે શહેરોમા કઈ પખીઓ વેચાવા આવે છે, એને છોડાવી શકાય મહેનત કરીને શક્યતાએ કતલખાના પર્યુષણામા બધ કરાવવાનું કરવુ જોઈએ

પર્વની ઉત્તમ આરાધના માટે અભયદાનથી વાતાવરણ શુદ્ધ બને છે ત્યારે એ પણ છે કે જો શ્રાવક દયા નહિ કરે, તો કોણ કરશે ? જો શ્રાવકના ખોળિયે દયા નહિ કરો, તો પછી કયા દેહે દયા કરશો ? જરા સમજો કે, 'જીવમાત્ર તમારા બંધુછે બધુ બધુની સભાળ રાખે અહી દયા ચૂકશો તો પછી અવસરે તમારી દયા, તમારી સભાળ કોણ કરશે ? જીવોને મારનારા જગતમાં ઘણા છે, જીવાડનારા થોડા છે આવી આવી વિચારણા મન પર લેવાય, તો અમારિ-પ્રવર્તન કરવાનો ઉલ્લાસ ઘણો આવે જુઓ,

બાદશાહ બચવા માટે કુમારપાળને લાખ બે લાખ, કે કરોડ તો શુ પણ આખુ રાજ્ય આપવા તૈયાર થાત; પરતુ કુમારપાળને ધનની કોઈ કિમત નથી... એને તો અમારી-પ્રવર્તનની ઘણી ઊચી કિમત છે તેથી બાદશાહને કહે છે કે, - ''તમારા રાજ્યમા છ માસની અમારી પ્રવર્તાવો. અર્થાત્ છ માસ સુધી હિસા સર્વથા બધ કરાવો જીવોને મોતના ભયથી છુટા કરી દો. એ જ તમારે છુટવાનો ઉપાય!''

કુમારપાળે ગરજુ બાદશાહ પાસે શી ઋદ્ધિ-સમ્પત્તિ માગી ? કશી નહિ ધર્મી આત્મા પાસે કોઈ 'માગ ! માગ !' કહે, તો શુ માગે ? તુચ્છ સ્વાર્થની વસ્તુ માગે? કે મહાપરમાર્થ માગે ? કુમારપાળે છ માસની અમારિ માગી, અને હાથ જોડીને મ્લેચ્છ બાદશાહે ખુશીથી તે કબુલ કર્યુ કુમારપાળની મહાન્ દયા-લાગણીને જોઈ બાદશાહ પાણી પાણી થઈ ગયો કોણ ? ગિઝનીનો મુસ્લિમ બાદશાહ, બહુ આકર્ષાઈ ગયો ! શુ આ ? ''ક્યા મારી સ્વાર્થભરી નીચ કાળી રમત ? અને ક્યા આની મહાપરમાર્થભરી ઉચ્ચ કાર્યવાહી ? મારે આની પ્રતિજ્ઞાનો ગેરલાભ લેવો હતો. આનુ આખુ રાજ્ય પડાવી લેવુ હતુ ત્યારે આના હાથમા તો બાજી છે, પણ આને રાજ્ય ખજાનો નહિ, અહિસા કરાવવાનુ જોઈએ છે ! હુ મહા ગુનેગાર છુ છતા પણ આને નથી વેર વાળવુ, કે નથી કોઈ લાભ જોઈતો !'' આમ બાદશાહ પીગળી ગયો, તો કુમારપાળે પણ બાદશાહને રીતસર સન્માન સાથે તેના સ્થાને સહીસલામત પહોચાડ્યો. હવે બાદશાહ કબુલાત વીસરે ? ત્યા જઈ બાદશાહે પોતાના રાજ્યમા છ માસ હિસાની બધી કરી.

કુમારપાળ મહારાજાને એકવાર પોષધમા પગપર મકોડો ચોટી ગયો તો એની દયાખાતર મકોડા નીચેની પોતાની શરીરની ચામડી ઉખેડી, એ ચામડી સાથે મકોડાને ક્ષેમકુશળ રાખ્યો હતો. પજુષણ - મહાપર્વનુ સન્માન કરવા માટે મહાપર્વને અભયદાનની ભેટ કરવી પડે. એ આવા બધા નિયમોથી થાય, કે પજુષણમા લીલોતરી નહિ ખાવી, કપડા નહિ ધોવડાવવા, સ્નાનમા સાબુ નહિ વાપરવો, દળાવવુ-ખંડાવવું-રંગાવવુ નહિ.

અહિસામાં-દયામાં જીવતત્ત્વનું સન્માનછે. માટે તો મોટા સુધર્મા ગણધર મહારાજા જેવા પોતાના શિષ્ય જબુસ્વામીને 'હે આયુષ્યમાન !' એવુ સંબોધન કરતા, અર્થાત્ 'હે દીર્ઘ આયુષ્યવાળા ! હે ચિરંજીવી કેવુ સુંદર વિશેષણ ! સુદર સબોધન !

પર્યુષણા મહાપર્વની આરાધનામા પહેલા નંબરમાં અમારિ પ્રવર્તન કેમ ? એટલા જ માટે કે જીવો પ્રત્યે મૈત્રીભાવ આવ્યા વિના કોઈ પણ ધર્મની આરાધના સફળ થતી નથી, તો મહાપર્વની આરાધનાનો મહાન ધર્મ શી રીતે સફળ થાય ? મૈત્રી=સ્નેહ. દિલમાં આ મૈત્રાભાવ લાવો એટલે જીવો પ્રત્યે સ્નેહ ઊભો થયો.

પછી જીવો પ્રત્યે એ સ્નેહ સહેજે પીડિત જીવોને પીડામાથી મુક્ત કરે. અમારિ પ્રવર્તનમા એજ કરવાનુ છે. જીવોને અમારિ યાને અભયદાન દેવાથી જીવોને ઠારવાનુ થાય છે, એથી વાતાવરણ ખુશનુમા બને છે, આપણને ઠરવાનું મળે છે.

અને કહેવત પણછે ને ? 'ઠાર્યા તેવા ઠરશો, ને બાળ્યા તેવા બળશો ' કોઈને ઠાર્યા હશે તો ઠરવાનુ મળશે. માનો કે કોઈ ભવમાં આપણે બળદ થયા અને આપણને ખરીદીને કસાઈ તાણી જાયછે, હવે ત્યા આપણને એની પાસેથી છોડાવનાર ક્યારે મળે ? આપણે પૂર્વભવે કોઈ જીવને કસાઈ પાસેથી છોડાવ્યા હોય તો જ મળે ને ?

જાણો છો ને ? જગદ્‌ગુરુ આચાર્યદેવ શ્રી હીરસૂરિજી મહારાજે મુસલમાન બાદશાહ અકબર પાસે અમારિ પ્રવર્તન કરાવ્યુ. પૂછો, 'આચાર્ય મહારાજ ગુજરાતમાં, અને બાદશાહ દિલ્હીમા, એ બન્નેનો યોગ શી રીતે બન્યો ?' કહો, 'છ મહિનાના ઉપવાસ કરનારી ચપા શ્રાવિકાનો એ પ્રભાવ કે જૈન શાસનના આચાર્ય મહારાજ અને દિલ્હીના બાદશાહ, એ બંનેનો યોગ બની આવ્યો!

***વિજય હીરસૂરીશ્વરજી મહારાજ અને અકબરની અમારિ :-***

અમારિ સબધમા જેમ કલિકાલ-સર્વજ્ઞ શ્રી હેમચદ્રસૂરીશ્વરે કુમારપાળનુ જીવન ચમત્કારી બનાવ્યુ, તેમ શ્રી હીરવિજય સૂરીશ્વરજી મહારાજે અને

શાતિચદ્ર ઉપાધ્યાયજી મહારાજે અકબરનુ જીવન ચમત્કારી બનાવ્યુ

એમણે અકબર જેવા મોગલ બાદશાહ પાસે પર્યુષણાના દિવસોમા આખા રાજ્યમા અમારિનુ — અહિસાનુ પ્રવર્તન કરાવ્યુ એમા વળી અકબરની પોતાની તરફથી પર્યુષણની આગળ-પાછળના ૨-૨ દિવસ વધારે અમારિ-પ્રવર્તન દીધુ ! ત્યારે અકબરની પાસે શ્રી શાતિચદ્ર ઉપાધ્યાયજી મહારાજે તો વળી આખા વર્ષમા છૂટક-છૂટક મળીને છ માસની અમારિના ફરમાન કઢાવ્યા !! કોની પાસે ? મુસલમાન પાસે !

અકબર એટલે જાણો છો કોણ ?

(૧) જેણે ચિતૌડમા ઘોર હત્યાકાડ મચાવ્યો હતો ! (૨) જેણે લાહોરના જંગલના પ્રદેશમા જગલના પશુઓ પર ક્રુર કત્લેઆમ ચલાવી હતી ! (૩) જેને રોજના રોજ ચકલાની સવાશેર જીભનુ શાક ખાવા જોઈતુ હતુ ! એણે પણ એ છોડ્યુ ! ઉપરાતમા છ માસ પોતાના આખા રાજ્યમા અમારિ ફેલાવી ! અને હિસા અર્થે પકડેલા લાખો પખીઓને અભયદાન દીધા ! તમે તિથિએ, ૩ મહાપર્વમા તમારા ઘરમા અમારિ ફેલાવશો ?

***અકબર શી રીતે દયાળુ બન્યો ?***

વાત એમ બની કે દિલ્હીમા ચપાશ્રાવિકા છ મહિનાના ઉપવાસ કરી રહી હતી એકાતરે નહિ હો ! સતત લગાતાર છ મહિનાના ઉપવાસ ! ઉપવાસ બહુ થયા ત્યારે એને મ્યાનામા માણસો ઉચકીને દેરાસર લઈ જતા હતા મ્યાનાની આગળ એના બે ભત્રિજા માનમલ અને ટોડરમલ ચાલી રહ્યા હતા, જે બાદશાહના અમલદાર હતા એકવાર સામેથી અકબર બાદશાહની સવારી આવી તેથી મ્યાનો ઊભો રાખ્યો બાદશાહે બનેને ઓળખી લઈ પૂછ્યુ, ‘અરે ! તમે લોકો આ એક ઓરતની આગળ કેમ ખુલ્લે પગે ચાલી રહ્યા છો ?’

મુસ્લીમ ધર્મમા ઓરતની કશી કિમત નહિ, તેથી આમ પૂછ્યુ પેલા કહે ‘‘જહાપનાહ ! આ અમારી ફોઈ છે, એણે સતત છ મહિનાના રોજા (ઉપવાસ) કર્યા છે, એને મદિરે લઈ જઈએ છીએ ’’ સાભળીને બાદશાહ ચોક્યો ! એને એક રોજો, તે પણ માત્ર દિવસનો એય ભારે પડે, એણે આ સાભળી પારખુ કરવાનુ ધાર્યુ, કહે છે ‘એમ ? તો તો પછી મારા મહેલ પર એની સેવાનો મને લાભ આપો.’

નક્કી કર્યુ, મહા તપસ્વિની ચંપાબેનને બાદશાહના મહેલમા રાખ્યા બાદશાહે ખાનગી બીબીઓનો પહેરો ગોઠવ્યો પરતુ ત્યા કશુ ખાવા કરવાનુ લાવવામા આવતુ ન દેખાયુ. બીબીઓ કહે ‘‘અહી તો આ ઓરત દિવસે માત્ર ૩-૪ વાર ઉકાળેલુ પાણી પીએ છે, બાકી માળા ગણતી બેસે છે, ને પ્રાર્થના

કરે છે !"

બાદશાહ આવી ચપાબેનને પૂછે છે 'માઈ ! આટલા બધા ઉપવાસ શી રીતે કરી શકે છે ?' ચપાબેન કહે 'જહાપનાહ ! એ શક્તિ મારી નથી, દેવ અને ગુરુના પ્રસાદથી ઉપવાસ થાય છે.' બાદશાહ પૂછે છે, 'કોણ દેવ ? અને કોણ ગુરુ ?'

બાઈ કહે "દેવ અમારા ૧૮ દૂષણ રહિત અને ૧૨ ગુણોએ અલકૃત દેવાધિદેવ અરિહંત તીર્થકર ભગવાન છે; અને ગુરુ આચાર્ય ભગવાન વિજય હીરસૂરીશ્વરજી મહારાજ છે." બાદશાહ પૂછે. - 'ક્યા છે એ ?'

ચંપાબેન કહે - અરિહત શ્રી મહાવીર ભગવાન વગેરે તો મોક્ષમા પધાર્યા છે, અને શ્રી સીમધર ભગવાન વગેરે હાલ બહુ દૂર મહાવિદેહ ક્ષેત્રમા વિચરે છે. ગુરુ આચાર્ય મહારાજ હાલ ગુજરાતમા વિચરે છે.'

બાદશાહે પછી ગુજરાતનાં સૂબાને માણસ દ્વારા ફરમાન મોકલ્યું-"હાથી-ઘોડા-રથ પાલખી વગેરે સામગ્રી આપી આચાર્ય હીરસૂરિજી મહારાજને દિલ્હી મોકલો." સૂબાએ માણસને ખભાત આચાર્ય મહારાજ પાસે મોકલ્યો. ત્યા આગેવાન શ્રાવક શેઠ રામજીગંધાર ગભરાયા, માણસને લાંચ આપી કહ્યુ - જા કહેજે, આચાર્ય સાહેબ બિમાર છે ' કેમકે મુસલમાન રાજા મારા ગુરુને ત્યાં બોલાવી શુનુ શુ કરે તો ? તેથી માણસ પાછો ગયો થોડા દિવસ પછી બાદશાહે ફરીથી બીજો માણસ મોકલ્યો. એને પણ એમ જ પાછો કાઢ્યો. પરંતુ પછીથી સાચી ખબર પડી ગઈ. કેવી રીતે ?

એક ઘાંચી બાદશાહની શૈયામા સૂતેલો પકડાયો. એને 'અહી તુ ક્યાથી !' પૂછતા એ કહે છે, 'મારા ઘરમાથી ખોદકામ કરતા એક દીવી નીકળી, એમાં તેલ પૂરી સળગાવતા ચાર ઓલિયા (ભૂત) પ્રગટ થઈ સેવા માગે છે. મેં આપનો શૈયાવાસ દેખાડવા કહ્યુ. એમણે મને અહી મૂક્યો. આપની શૈયામા હુ સહેજ સૂતો, ને ઊઘ આવી ગઈ. માફ કરો મને, ફરીથી આવુ નહિ કરુ.'

બાદશાહે માફી આપી, પણ બદલામા દીવી મગાવી પ્રગટાવી, ઓલિયાને પૂછ્યુ, 'આચાર્ય હીરસૂરિજી મહારાજની તબિયત કેમ છે ?'

પેલા કહે 'તબીયત તો બહુ સારી છે, પણ તમારા માણસો લાચ ખાઈ તમને જુઠ્ઠ ભળાવતા કે તબિયત બિમાર છે.'

બાદશાહે પછી તાકિદ આપી બીજા માણસને મોકલ્યો એ ખભાત આવ્યો, રામજી શેઠ એની સાથે બહાર રકઝક કરે છે, ત્યાં આચાર્ય મહારાજ એમને જોઈ ગયા, અદર બોલાવ્યા, પૂછ્યુ, આવેલો માણસ કહે છે, 'બાદશાહ આપનું દર્શન ઈચ્છે છે.' ગભરાતા રામજી શેઠને આચાર્ય મહારાજ કહે 'ગભરાવાનુ શું

કામ છે ? અમે નિષ્પરિગ્રહી, અમારી પાસેથી એને શુ લેવુ છે ? ગભરાઓ ના, વિહાર કરતા કરતા જઈશુ અમારા દર્શનથી કદાચ એ પ્રસન્ન થઈ શાસનને ઉપયોગી થાય '

આચાર્ય મહારાજ વિહાર કરતા કરતા વિ સ ૧૬૩૯ જેઠ વદ-૧૩ દિલ્હી પધાર્યા શ્રાવકોએ ભવ્ય સામૈયુ કર્યુ. સામૈયામાં છ લાખ માણસો ! એ વખતે ભારતમા એક ક્રોડ ઉપર જૈનોની વસ્તી હતી પછીથી કેટલાક ક્ષેત્રોમા સાધુનાં વિરહ પડ્યા, જેથી સંખ્યા ઘટતા ઘટતા આજે ૮૦ લાખ જૈનો પૂરા નહિ હોય ! પછી આચાર્ય મહારાજને બાદશાહે મહેલ પર આમત્ર્યા, અદર મહેલમા કારપેટની ઉપર ચાલવાની ના પાડી કારપેટનો છેડો ઉચકાવી જોતા નીચે કીડીઓ દેખી ! આમ બાદશાહ પહેલે જ પ્રસગે જૈનધર્મની આવી જીવદયા પર આકર્ષાયો.

પછી તો બાદશાહને આચાર્ય મહારાજની મુલાકાતોમા અરિહત ભગવાન, જૈન ધર્મ, દયા, દાન, શીલ, તપ, વગેરેનું સામાન્યથી, અને જીવદયાનુ વિશેષથી, ઘણુ ઘણુ જાણવા મળ્યુ. બાદશાહ ખુબ રાજી થઈ કહે 'આપે તો ઠેઠ ગુજરાતથી આટલે બધે દૂર મારી ખાતર પગે ચાલીને આવવાનુ કષ્ટ કર્યુ, મે આપનુ શું કર્યુ ? મને સેવા ફરમાવો'

આચાર્ય મહારાજ કહે, 'અમે નિર્ગ્રન્થ સાધુ, અમારે કાઈ જોઈતુ નથી ' પછીથી બાદશાહ બહુ આગ્રહ કરે છે, ત્યારે આચાર્ય મહારાજે પર્યુષણાના આઠ દિવસ આખા રાજ્યમા અમારિ-અહિસા પળાવવા માગણી કરી. બાદશાહે એમા આગળ પાછળ બબ્બે દિવસ ઉમેરી બાર દિવસની અમારિ સ્વીકારી, પોતાના પાચે રાજ્ય પર પાચ ફરમાન કાઢ્યા, અને આચાર્ય ભગવાનને સમગ્ર પાચે રાજ્યનુ એક ફરમાન આપ્યુ પછી તો બાદશાહે ચોમાસામા જૈન ધર્મનુ ઘણુ ઘણુ સાભળ્યુ પાછો અવાર નવાર કહે, 'આ તો આપે જીવોની દયા માગી, આપની કોઈ સેવા ન બતાવી, મારો આગ્રાનો મોટો જ્ઞાન ભડાર આપ સ્વીકારી લો !'

આચાર્ય મહારાજે કહ્યુ અમે કાઈ અમારો પરિગ્રહ રાખીએ નહિ, આગ્રાના સઘને આપી દો.' એમ કહી આગ્રાના સઘને બોલાવી જ્ઞાનભડાર સુપરત કરાવ્યો બાદશાહ આચાર્યદેવની નિસ્પૃહતાથી વધુ ને વધુ ભક્ત બનવા લાગ્યો એકવાર બાદશાહ પોતાનો હાથ બતાવી ભવિષ્ય ભાખવા માગણી કરે છે.

આચાર્ય મહારાજ કહે, આ અમારો વિષય નહિ અમારે તો સયમ પાળતા ધર્મશાસ્ત્રો વાચવાના, અને લોકોને એ શાસ્ત્રોમાથી ધર્મનો ઉપદેશ કરવાનો

બાદશાહની તાજુબી વધતી ચાલી; એકવાર આવા મોટા આચાર્ય મહારાજ શુ ખાતા હશે ? તે જોવા ખાનગીમા ઉપાશ્રયના માળિયા પર થઇ જુએ છે તો

નીચે આચાર્ય મહારાજના પાતરામા લુખ્ખા રોટલા, લુખ્ખા ભાત દેખ્યા ! તો એ હેબતાઇ ગયો 'ઓહો - બબ્બે હજાર શિષ્યોના ગુરુ આવુ લુખ્ખુ વાપરે છે !!'

ચોમાસું પુરુ થયુ. આચાર્ય મહારાજ વિહારની તૈયારી કરે છે, ત્યારે બાદશાહ રોવા જેવો થઈ પ્રાર્થના કરે છે, 'આપ તો જાઓ છો, પછી મને ધર્મ કોણ સંભળાવશે ? કૃપા કરી મને સારુ ધર્મશ્રવણ કરાવે એવા મહાત્માને અહી રાખો.'

બાદશાહ એક તો મુસ્લીમ, અને પાછો ભારતનો સમ્રાટ રાજા, છતા એને જૈન ધર્મનું સાંભળવાની કેટલી બધી તાલાવેલી ?

તમે તમારા એક નાનકડા ઘરનાં પણ સમ્રાટ રાજા છો ? તમારુ તમારા ઘરના ય બધા બધુ સાભળે ખરા ? તમારી પાસે એ અકબર બાદશાહની સંપત્તિ-વૈભવ કરતાં અડધો વૈભવ ખરો ? ચોથા ભાગનો ? સોમા ભાગનો ? હજારમા ભાગનો ? ના, છતા, 'હુ બધો જાણકાર ! મારે ધર્મનુ શુ જાણવુ હતુ ?' એવા અભિમાનમાં તણાયા જાઓ છો ! ને એકમાત્ર 'હાય પૈસા ?' એવા લોભ ને આસક્તિમા, વિષ્ઠાનો કીડો વિષ્ઠામાશ્રી માથુ ઊચુ ન કરે, એમ પાપ સસારમાથી માથું ઊચુ કરવુ નથી, ને ધર્મશ્રવણની કશી તાલાવેલી રાખવી નથી !

પ્રશ્ન થાય કે - કેમ ? અમે પજુષણમાં અહી સાભળવા તો આવ્યા છીએ ને ?

ઉત્તર : તે તમે પજુષણના જ શ્રાવક છો ? કે બારે માસના શ્રાવક ? સમજી રાખો, 'શ્રાવક' શબ્દનો અર્થ જ એ છે કે ધર્મનુ શ્રવણ કરતો રહે તે શ્રાવક; ધર્મશ્રવણની તાલાવેલી નહિ એ શ્રાવક નહિ, એનામા સમકિત નહી. ધર્મશ્રવણ જરૂરી આટલા માટે કે એ વિના હિતાહિતની ખબર ન પડે જેને હિત શુ ? અહિત શુ ? એની ગતાગમ નહિ, એ અજ્ઞાન અને મૂઢ કહેવાય. એ પોતાના પરલોકને સુધારી શકે નહિ, સદ્ગતિ નક્કી કરી શકે નહિ.

બાદશાહની ધર્મશ્રવણની તાલાવેલી જોઇ આચાર્ય મહારાજે શાતિચદ્ર ઉપાધ્યાયને ત્યા રાખ્યા. એમણે જીવદયા પર એક *'કૃપારસકોશ'* નામનું શાસ્ત્ર રચી બાદશાહને એના પર વ્યાખ્યાનો સભળાવવા માડ્યા. બાદશાહના દિલમા કૃપારસ-દયારસની વેલડી વધવા માડી.

એકવાર બાદશાહ અટકનો કિલ્લો જીતવા નિકળ્યો ઉપાધ્યાય મહારાજ સાથે ગયા છે કિલ્લો જીતાતો નથી. એટલે બાદશાહ કહે, 'સાબ ! આ અમારા મૂર્ખ કાજીઓ કહે છે, આ જૈન સાધુની સગત છે, તેથી આ કિલ્લો નથી જીતાતો.'

ઉપાધ્યાયજી મહારાજ કહે, 'એમા શુ છે ? કાલે જીતી લઈએ.' શાતિચદ્ર ઉપાધ્યાય આ શાના બળ પર કહે છે ? એમને વરુણદેવતાનુ વરદાન હતુ,

એના બળ ઉપર આ કહે છે

કિલ્લો જીતવા જવા પહેલા ઉપાધ્યાયજી મહારાજે બાદશાહ આગળ શરત મૂકી

''લશ્કરમા હિસા બધ કરવાની અને આપણે બને એકલા જઈશું ''

હિસા બધ કરાવી  બીજી સવારે બાદશાહ અને ઉપાધ્યાયજી મહારાજ કિલ્લા તરફ ચાલ્યા. છાવણીમા કોલાહલ સભળાયો - 'હાય ! બાદશાહને આ દુષ્ટ કાફર સાધુ દુશ્મનને સોપી દેશે !' પરતુ જે બન્યુ એથી બધા ચમત્કાર પામી ગયા ! એવુ તે શુ બન્યુ ? ઉપાધ્યાયજી મહારાજે એક ફૂક મારી કે કિલ્લાને ફરતી ખાઈના દરવાજા સુધી જવાનો માર્ગ પૂરાઈ ગયો ! એના પર ચાલી બને જણા દરવાજા પાસે પહોચ્યા; ત્યા ઉપાધ્યાયજીની બીજી ફૂકે દરવાજો ખૂલી ગયો. હવે જ્યા અદરનુ લશ્કર શસ્ત્રો સાથે સામે ધસવા આવ્યુ, ત્યા ઉપાધ્યાયજીની ત્રીજી ફૂકે એ સ્તભિત થઈ ગયુ ! બાદશાહે કિલ્લા પર જઈ વિજયનો વાવટો ફરકાવી દીધો ! અટકનો રાજા સામે આવી બાદશાહના પગમા પડી ગયો, માફી માગીને શરણુ સ્વીકારી લીધુ ! ત્યારે બાદશાહ અકબર બાર વરસથી નહિ જીતાતા આ અટકના રાજ્ય પર ક્ષણમા વિજય થયો દેખી, ઉપાધ્યાય મહારાજના પગમા પડી કહે - ''આપ તો ખુદાના અવતાર છો. માગો, માગો, કઈ પણ માગો, જે કહો તે કરુ ''

ત્યા ઉપાધ્યાયજી મહારાજે

૧. ઈદનો મહિનો, મહોરમનો મહિનો, સક્રાન્તિના દિવસો, બધા રવિવાર   એમ કરી વરસમા બધા મળી કુલ છ મહિનાની અમારિ-અહિસા નક્કી કરાવી ! શિકાર બધ કરાવ્યો

૨. અકબરને રોજ ચકલીની સવાશેર જીભનુ શાક ખાવા જોઈતુ હતુ, તે કાયમનુ બધ કરાવી, ચકલાના એક ગાઉના ડાબર નામના સરોવર પરની જાળી ખુલ્લી કરાવી, ચકલા ઉડાડી મૂકાવ્યા !

૩ શત્રુજય મહાતીર્થ પરનો યાત્રિકવેરો (ટેક્ષ) બધ કરાવ્યો.

૪ હિદુમાત્ર પરનો જજિયાવેરો રદ કરાવ્યો

આ રીતે અમારિ પ્રવર્તન હીરસૂરિજી મહારાજે ક્રુર ઘાતકી અને નિર્દય મુસ્લિમ ભારત સમ્રાટ અકબર બાદશાહ પાસે કરાવ્યુ  બાદશાહે હીરસૂરિજી

મહારાજને જગદ્ગુરુની પદવી આપી.

પર્યુષણામા તમે શુ કરશો ? પહેલું આ કરો - જીવો પર હૈયામાં કોમળતા ઊભી કરી નાના-મોટા બધાય જીવો પર દયાભાવ દૃઢ કરો.

જીવો પર દયાભાવ માટે આ રીતે વિચારો કે, આ જગતમા જીવો બિચારા કર્મથી ભારે પીડાઈ રહ્યા છે, કર્મનો ભારે માર ખાઈ રહ્યા છે, તો એમાં વળી એમના પ્રત્યે હુ ક્યા નિર્દય થાઉ ? હું જગતદયાળુ અરિહંત પ્રભુનો સેવક ! મારે જ્યાં ને ત્યા દયા પાળવાની હોય. દા. ત. સંસારના કાર્યોમા જીવ-જયણા વ્યાપક બનાવવાની .. ...યાવત્ મરણાન્ત કષ્ટમા પણ જીવ-દયા નહિ ચૂકવાની.

*દયા પર બે મહાત્માનાં દૃષ્ટાન્ત :-*

સોમસુદરસૂરિજી આચાર્ય મહારાજને સાપ કરડ્યો, છતાં પણ એનું ઝેર ઉતારવા એ હિસામય ઉપચાર કરાવવા તૈયાર નથી. એમા તો એ બેહોશ થઈ ગયા. ત્યાં એક જાણકાર સાધુએ અમુક વનસ્પતિનુ પાંદડું મસળીને એનો રસ ડખ પર લગાવી દીધો. ઝેર તો ઊતરી ગયું, પરંતુ આચાર્ય મહારાજને પછીથી એ ખબર પડતાં કલ્પાન્ત કરે છે 'અરેરેરે ! મારે જીવવા ખાતર આ બિચારા વનસ્પતિના જીવને મસળી નાખ્યો ?' આ અફસોસીમાં એમણે જીવનભર માટે લીલોતરી વાપરવાનો ત્યાગ કરી દીધો !

બીજા એક મુનિને મસાનું દરદ હતું, છતા એ દવા કરાવવામા જીવોનો આરંભ-સમારભ થાય તેથી દવા કરાવતા નહોતા. એમા એમના સાંસારિક બહેન હોંશિયાર, તે સીફતથી એણે રસોઈમા જ દવા ભેળવી દીધી ને ભાઈ મહારાજને વહોરાવી. મહારાજે એ વાપરી, ને મસા ખરી પડ્યા એ જોઈ મહારાજ ચોંક્યા કે આ શી રીતે થયું ? બેનની કરામત સમજી જઈ એમણે જીવનભર માટે છ વિગઈનો ત્યાગ કર્યો.

બંને મહાત્માને હૈયે જીવો પર દયા કેવીક વસેલી ? મહાત્માઓને આવી ભારે કષ્ટ ઉપાડવા સાથેની દયા, તો વિચારો કે પર્યુષણા મહાપર્વમા જાતે હૈયે કેવી દયા રાખવાની ? અને કેવી દયા અમલમાં ઉતારવાની ? તેમજ અમારિ-પ્રવર્તન કેવુક કરવાનુ ?

પર્યુષણા મહાપર્વનુ આ પહેલું કર્તવ્ય જોયું.

------x------x------x------

## બીજું કર્તવ્ય : સાધર્મિક વાત્સલ્ય

*હવે સાધર્મિક વાત્સલ્ય નામનું બીજું કર્તવ્ય જોઈએ.*

સાધર્મિક એટલે સમાનધર્વાળા સાધુ સાધ્વીજીના સાધર્મિક સાધુ-સાધ્વીજી; અને શ્રાવક-શ્રાવિકાને સાધર્મિક તરીકે શ્રાવક-શ્રાવિકા એમની એમણે ભક્તિ કરવાની તે સાધર્મિકવાત્સલ્ય કહેવાય.

અનત ઉપકારી ત્રિલોકનાથ, શ્રી તીર્થકર દેવો, અનાદિ અનત કાળથી ભવચક્રમા ભટકતા જીવોને પરમસુખમય મુક્તિના માર્ગે ચઢાવવા ધર્મશાસનની સ્થાપના કરે છે. એ શાસન સુવ્યવસ્થિત વહન કરાતુ જાય, એ માટે પ્રભુ શ્રીચતુર્વિધ સઘની સ્થાપના કરે છે. સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચતુર્વિધ (જૈન) સઘ કહેવાય એની સ્થાપના જો પ્રભુ પોતે કરે છે તો પછી પ્રભુએ સ્થાપેલા આ જૈન સઘનું ગૌરવ તમે સમજો છો ? જો હા, તો સાથે આ પણ સમજી લો કે ચતુર્વિધ સઘની ભક્તિ કરવી એ સસારસાગરમાથી તરવાનું અતિ આવશ્યક એક મહાન સાધન છે... શ્રી જૈન શાસનમા આત્મકલ્યાણના અર્થે અનેક પ્રકારના ધર્મોની આરાધના ફરમાવવામા આવી છે. પણ એક સ્થાને શાસ્ત્રકાર મહર્ષિ કહે છે કે ''એગત્થ સવ્વધમ્મા, સાહમ્મિઅવચ્છલ્લ તુ એગત્થ, બુદ્ધિતુલાએ તુલિઆ, દોવિ અ તુલ્લાઈ ભણિઆઈ।'' ''બુદ્ધિને એક જોખવાનું ત્રાજવુ કલ્પીએ, પછી એમા એક બાજુના પલ્લામાં બીજા સર્વ ધર્મ મૂકીએ, અને બીજી બાજુના પલ્લામા માત્ર સાધર્મિક ભક્તિનો ધર્મ મૂકીએ અને જોખીએ, તો બન્ને બાજુના પલ્લા સમાન ઉતરે ! પણ પહેલુ નીચુ આવે અને બીજું ઊચુ જાય એવુ નહિ! ખરી રીતે એક બાજુ બીજા બધા ધર્મો છે, એનુ તો ખૂબ સારુ વજન હોય, તેથી એનુ પલ્લુ નીચુ ઊતરવુ જોઈએ; ત્યારે જે બીજી બાજુ સાધર્મિક વાત્સલ્ય છે, એ તો એક જ ધર્મ હોવાથી હલકો અને ફોરો ગણાય, તેથી એનુ બહુ ઓછુ વજન હોવાથી પલ્લુ ઊચુ ચઢી જવુ જોઈએ પણ એવુ બનતુ નથી; કિન્તુ બુદ્ધિએ વિચારી જોતા સમાન દેખાય છે ! એ સૂચવે છે કે સાધર્મિક વાત્સલ્યનો મહિમા અપરપાર છે. આમ તો એ સિવાયના બીજા ધર્મોના સમૂહમા શુ શુ નથી આવતુ ? ઘણુ ઘણુ આવે છે, બીજા કેઈ દાન-શીલ, કેઈ વ્રત, કેઈ પચ્ચક્ખાણ, કેઈ તપસ્યા વગેરે ધર્મો આવે છે; છતા જાણે એ બધાની તુલના કરી શકે એવો આ સાધર્મિક-વાત્સલ્યનો પ્રભાવક ધર્મ કહ્યો છે. એ સાધર્મિક વાત્સલ્યમા સાધર્મીની (૧) પૂજા-ભક્તિ અને (૨) ઉદ્ધાર-ઉન્નતિ, એમ બે વસ્તુ લેવાની આજે આ બન્નેની વિચારણા કરવાની છે

*નાગકેતુએ કરેલું સાધર્મિક વાત્સલ્ય :-*

સાધર્મિક વાત્સલ્યનુ એટલુ બધુ મહત્ત્વ શાથી ? સાધર્મિક એ મહાન કલ્પવૃક્ષ છે, એ પુણ્યની પરબ છે, એ શાસનનો આધાર છે, મોક્ષમાર્ગ માટે સહાયક-પ્રેરક છે, ઈત્યાદિ જે ઘણી ઘણી ઓળખ શાસ્ત્રકાર ભગવતોએ કરાવી છે, એ પરથી સમજી શકાય છે કે એવા સાધર્મિકનુ વાત્સલ્ય અવશ્ય મહાન લાભદાયી હોય તેમા કોઈ સશય નથી. સાધર્મિકમાથી સાધુ થાય છે, સાધર્મિકમાથી ગણધર મહારાજ થાય, તીર્થકરદેવ થાય, અને શાસન પ્રભાવકો બને છે.

**નાગકેતુએ** આખા નગરનું રક્ષણ કર્યુ. ત્યાંના રાજાએ ભૂલમાં કોઈ નિર્દોષ માણસને ગુનેગાર ગણી મરાવેલો, એ મરીને વ્યતર થઈ રાજાને સિહાસન પરથી નીચે પટકી, આકાશમાથી એણે શિલા ઉતારી સમસ્ત પ્રજાને એની નીચે કચડી નાખવા માટે તૈયાર થયો ! દેવપણુ આ માટે ? પણ કષાય ભૂંડી ચીજ છે કે રાજાના વાકે આખા નગર પર એક મોટી પત્થરની શિલા ઉતરાવે ! નાગકેતુએ તે વખતે શ્રી જિનમદિર અને શ્રી સઘના રક્ષણાર્થે ઊચા શિખરે ચઢી પોતાની આગળી ઊચી કરીને પોતાના ધર્મતેજથી દેવતાને મહાત કરી દીધો.

**શ્રી સંભવનાથ** ભગવાનના જીવે તીર્થકર નામકર્મ કેવી રીતે ઉપાર્જ્યુ ? પૂર્વના ત્રીજા ભવમા દુકાળમા સાધર્મિક ભક્તિ કરીને !

કુટુબ પાછળ જે લાખો ખરચી નાખ્યા, તે બધા પડી ગયા સમજો, પણ સાધર્મિકને પાચ રૂપિયાની પહેરામણી આપી, તે તો પુણ્યના ચોપડે તમારા ખાતે જમે થઈ ગઈ ! જે સાધર્મિક ભક્તિ અને ઉદ્ધાર નક્કર લાભ આપે છે, ઠેઠ તીર્થકર નામકર્મ અને મોક્ષ જેવો અનંત લાભ આપે છે, પછી કયો લાભ બાકી રહ્યો; તો ય એ સાધર્મિક ભક્તિ તરફ બેપરવાઈ ?

સાધર્મિકોનું મહત્ત્વ સમજો કે બાહ્યધર્મના આચાર-અનુષ્ઠાન આરાધના સાધર્મિકો મોજુદ છે તો જ શાસન બહાર દેખાય છે, અને બીજાને આપી શકાય છે. શાસન તમારા પ્રાણ એમ માનો છો ? તો એને ટકાવનાર સાધર્મિકોની તમને કિમત નથી ? એના પર કુટુંબથી વધુ તો શુ, પણ કુટુબ જેટલી ય મમતા નથી ? દુનિયાની સખ્યાબંધ કપરી ફરજો ય ક્યા નથી અદા કરતા ? તો આ તો જૈનધર્મના આધારભૂત સઘ પ્રત્યેની ફરજો, એ બજાવવામા આનાકાની શોભે ? શુ મનને એમ ન થાય કે 'તારણહાર ધર્મનુ ને ધર્મના ટકાવનાર સાધર્મિકનુ આટલુ આટલુ તો મારે નિત્ય કરવુ જ જોઈએ. ફરી ફરી શાસન ક્યાં મળે ?'

'હુ શ્રાવિકા માતાનો દીકરો છુ' મહાન ધર્મી પૂર્વજોનો વશજ છુ, શ્રી જિનશાસનનો વારસદાર છું, એવી વિશેષતા શુ હુ હરામમા જવા દઉ ?'

પ્રશ્ન થાય કે સાધર્મિકની ભક્તિ શા માટે ?

તો એનો ઉત્તર આ છે કે -

૧ સાધર્મિક આપણને ધર્મ કરવાની હુફ આપે છે. . ૨ સાધર્મિક એ ભવભ્રમણથી થાકેલાને આશ્વાસન રૂપ છે..... ૩. સાધર્મિક એ દેવ-ગુરુ અને ધર્મનુ સ્મારક છે . ૪ જૈન શાસનની પેઢી ચલાવનાર સાધર્મિક છે. . ૫. સાધર્મિક એ પુણ્યની વાવડી છે - પુણ્યની પરબ છે..... ૬ સાધર્મિક એટલે આજના નાસ્તિકવાદની સામે સામી છાતીએ ઊભેલો સુભટ છે ૭. સાધર્મિક એટલે મોક્ષમાર્ગનો સથવારો છે..... આવા સાધર્મિકની મન-વચન-કાયા અને ધનથી જેટલી સેવા ભક્તિ બહુમાન થાય, તેટલા દ્રવ્ય-દુ.ખ અને ભાવદુ.ખ દૂર થાય. તેથી તે માટે ભારે પ્રયત્ન કરવો જોઈએ

***જાતે એકલાએ પણ કરી છુટવાની તમન્ના :-***

પૈસા પાપસ્થાનક સેવીને આવેલા છે, એ ભૂલતા નહિ એટલે પૈસા તો જાતમા વપરાઈ જશે કે બીજા પાસે જશે, પણ પાપસ્થાનકના કુસસ્કાર અને બધાયેલા પાપનો ખડકલો તમારા આત્મામા ઊભો રહી જશે ! રૂડા માનવ-જન્મની આ જ કમાણી ને ? એમાથી બચાવ જોઈતો હોય તો, ઉમદા અવસર છે આજે સાધર્મી ભાઈઓનો ઉદ્ધાર કરવાનો એના માટેના વિગતવાર ઉપાય આગળ જોઈએ છીએ; પણ બીજાની રાહ જોયા વિના આપણા મનમા ધગશ જાગી જવી જોઈએ કે મારે પોતે બને તેટલુ કરી છૂટવુ છે, અને તે મારા પોતાના અગત કૌટુમ્બિક વ્યવહારિક ખર્ચ ઓછા કરીને પણ અવશ્ય કરીશ.

એક જ જગડુશાહને એમ થઈ જાય છે કે ''આવો ત્રણ વરસના દુકાળ જેવો ભયકર કાળ જો નિશ્ચિત છે, તો આવો ભૂખે મરતા જીવોને જીવતા રાખવાના અતિ અદ્‌ભુત સુકૃતનો સોનેરી અવસર ક્યાથી મળે ?'' બસ આ વિચારે મહાન લાભ કમાવાનુ કર્યુ. એણે એકલે હાથે ત્રણ વર્ષનો દુષ્કાળ ફેડ્યો ! કરોડોનુ ધન એ માર્ગે સાર્થક કર્યુ ક્યારે બને આ ? કહો, સાધર્મિકની ભક્તિ અને ઉદ્ધાર-ઉન્નતિ પોતાના પ્રાણની જેમ હૈયે વસી ગયા ત્યારે.

***એકલે હાથે મહાન કાર્ય કરનારા દેદાશાહનું દૃષ્ટાન્ત :-***

પેથડશાહના પિતા દેદાશાહ તે એક શહેરમા પહોચી ગયા ત્યા ધર્મશાળા બંધાવવાની ટીપ ચાલતી હતી સંઘને દેદો કહે છે ''ભાઈ સાહેબ, હુ ધર્મશાળા બધાવી દઈશ ! સઘ તો બીજા ઘણા કાર્ય કરી લાભ લે છે જ આ લાભ મને આપી દો ''

જુવાનીયા કહે છે, 'તે શુ તમે એકલા બધાવશો ?'

દેદાશાહનો જવાબ સાભળો જવાબ એવો છે કે એમા ગર્વ નથી આવવા દીધો 'હા હુ એકલો બધાવીશ,' એ કહેવામા ગર્વ જુએ છે, એટલે એમ ન

કહેતાં તે તો કહે છે, ''અહો ! સઘ મારા પર એવી કૃપા કરે તો ઘણો ઉપકાર !''

પેલા જુવાનિયાને આબરૂ જતી લાગી, તે કહે છે, ''શું તમે એકલા બધાવશો એમ ? બેસો બેસો શુ સંઘે નથી બધાવનારો ?''

ઠંડે કલેજે આ વાણિઓ કહે છે, ''અરે ! ભાઈસાબં ! એની ક્યા ના છે ? સઘ તો આનદ કલ્યાણી છે, આવી દશ ધર્મશાળા બંધાવે એવો મહાન શક્તિશાળી છે. આ તો ગરીબ એવા મારા પર સંઘ દયા કરે તો સારું, એટલું જ મારૂં કહેવું છે.''

''તો શું તમે મોટી સોનાની ધર્મશાળા બંધાવી દેવાના હતા ?''

કેવો પ્રશ્નછે આ ? આમા દેદાશાહના મનને ખોટુ ન લાગે ? આમાં ઝગડો જ થાય ને ? પણ ઝગડો ક્યા ? કાર્ય નથી કરવું ત્યાં. અહી તો દેદાશાહને કાર્ય કરવું જ છે તો શું કામ ખોટુ લગાડી ઝગડે ?

દેદાશાહ કહે છે, ''સઘનુ વચન મારા માથા પર. મારે સોનાની ધર્મશાળા બંધાવી આપવાની. બોલો આદીશ્વર ભગવાનની જય.''

કેવો સરસ ઉત્તર ! પણ જવાબદારી કેટલી જબરદસ્ત માથે લીધી ? વાત નક્કી થઈ ગઈ કે દેદાશાહે સોનાની ધર્મશાળા બંધાવી આપવાની, ને એ માટે સોનાની ઈટો ઢાળવાનું નક્કી થઈ ગયું; પણ.....પણ શું ?

પણ સોનાની બધાવવામા પછીથી ગામ પર લૂંટારા ત્રાટક્વાનો ભય, તેથી શું સોનાની બંધાવાય ? છતા દેદાશાહ ફરે એમ નથી. છેવટે ગુરુમહારાજની સલાહ લઈ સમજાવી ના પાડવી પડે છે. કહે છે 'આમાં આખા ગામ પર ભય આવી જાય.'

પેલો કહે 'તો શું હું સઘને આપેલુ વચન ફોક કરૂં ?'

'ના, સોનાની નહિ પણ સોના જેવી બંધાવી આપો !'

તેથી અતે કેસરની બંધાવાઈ ! ભારોભાર કેસર ઈટોમાં હોં ! આજે ય એના ખંડિયેરમાની ઈંટોમાંથી કેસરના તાતણા કાઢી લોક પાણીમાં નાખી પારખે છે, પાણી પીળુ બને છે. આ હતી પૂર્વના મહાપુરૂષોની ઉદારતા ! લાખો રૂપિયાનુ એ પરમાર્થનું કાર્ય એકલે હાથે કરતા.

'મોટા પરમાર્થના કામ એકલાથી થાય ?' એમ સવાલ થાય છે ને ?

પરતુ બગલો બધાવવા વગેરે જો સ્વાર્થના કામ એકલાથી થાય, તો પરમાર્થના કામ શું કામ ન થાય ?

त्यारे तमे कहेवाना के, 'पैसा होय तो ने ?' पण ना,

धर्मना काम तो दिल होय तो थाय छे, खाली पैसाथी नहि. पैसा तो आजे घणा पासे छे, छता एना प्रमाणमा सारा काम नथी थता.

तमे ज कहो ने के, जेटला प्रमाणमा तमारी पासे पहोंचे छे, एटला प्रमाणमा धर्म अचूक करी लेवानुं दिल छे ?

भयकर मोघवारीमा य घरने ताळु न मारी देता, घरने बराबर चलाववानी हाम-धगश अने पुरुषार्थ धरावो छो. एवी धर्म साधी लेवानी हाम-धगश अने पुरुषार्थ खरा ? ना, केम नहि ? 'घर नहि, पण धर्म ज जरूरी छे,' अथवा 'घर करता पण धर्म वधारे जरूरी छे.' ए वात तो दूर, परंतु 'घर जेटलो य धर्म जरूरी छे ' एवु हृदय पोकारतु नथी  बस; तो

धर्म माटे दिल नहि होय त्या सुधी बहानां ऊभा रहेवाना के - 'पैसा नथी,' 'वखत खराब छे.    ..'

अरे ! समजो के 'वखत खराब नथी, आपणे पोते खराब छीए.' खराबी तो ज दूर थाय जो दिल धर्मनुं बनी जाय. 'धर्मे मने आवो सुदर मानवभव अने जैनशासन आपी मारा पर अनत उपकार कर्यो छे. हजी पण भविष्यमा ए ज उपकार करनार छे. एनी खातर के एना आदेश पाछळ हु शुं न करु ? ए शासनने घेबर पीरसी मारे घेस खावा बाकी रहे, एमा जातने महान भाग्यशाळी मानु...'

बोलो, पैसा कोना ? धर्मना ? के तमारा ?

मन शु कहे छे ? धर्मनी कदर नथी, तेथी काळी वासनाओ फालेफूले छे. एमानी आ एक अयोग्य वासना छे - 'पैसा मारा छे,' 'मारे कुटुब छे...' 'वखत खराब छे !' आवी केई घेलछाओ छे. वखत खराब आव्यो लागतो होय तो तो पुण्य वधारवा माटे आवा परमार्थना कार्य वधु करवा जोईए  ज्यारे 'पैसा मारा छे,' एवु लागे छे त्यारे माणस मूढ बनेलो होय छे; केमके खरेखर पैसा कोना छे ए जोवु भूलाय छे... पैसा कोना ? आपणा के प्रभुना ?

***एक विवेकी राजस्थानी युवकनुं थोडा ज वर्षो पहेला बनेलुं दृष्टान्त :-***

पोतानी माताने लईने एक दादु नामनो राजस्थानी युवक गयो श्री सिद्धगिरिनी यात्राए, एनी माए वर्षीतप करेलो तेना पारणा निमित्ते. डोशीए वर्षीतप उपर अते पाछी अट्ठाई करेली ! ए आमेय वर्षीतपमा सुकाई गयेली, अशक्त थई गयेली, ते अट्ठाईमा तो थई साव ढीली ढच ! हवे गिरिराज उपर चढवानी शक्ति क्या लाववी ?

પણ આરાધના વિના રહી ન જાય એ માટે રસ્તો બતાવ્યો કે જો એ શક્તિ ન હોય તો ત્રણ છૂટા ઉપવાસ કરી આપો. ઉપવાસે ય ન થાય, તો છ આયબિલ કરી આપો તે ય ન બને તો બાર એકાસણા, તે ય ન બની શકે તો ચોવીશ બેસણા કરી અઠ્ઠમ વાળી આપવો; એ ય ન બની શકે તો છ હજાર ગાથાનો સ્વાધ્યાય કરી અથવા ૬૦ બાધી નવકારવાળી ગણી અઠ્ઠમ તપ પૂરો કરી આપવાનો જ્ઞાનીઓની કેવી મહાન દયા ?

*પર્યુષણામાં તપ સહેલો શાથી ?*

પર્યુષણામાં શુ શું આવે ? તાનામાના કરતા જીવને કહેજો કે તાનામાનામા કદાચ એકવાર કર્મ-લપડાક એવી પડશે ને ? કે પહેલા જે એક ભાણે પન્નર વાનગી પીરસાતી હશે તે ક્યાય સુકાઈ જશે ! મન મનાવી લો, તો આ દિવસોમા અઠ્ઠમનો ય તપ સહેલો, અને ઉપવાસ એકાસણા કરવા એ તો રમત ! પહેલા ત્રણ દિવસ શ્રાવણ વદ ૧૨-૧૩-૧૪ મોટા અઠ્ઠાઈ વ્યાખ્યાનો , પછી શ્રાવણ વદ અમાસથી આવે કલ્પસૂત્ર-વાચન; ને ત્યારતી સવાર બપોર બે વ્યાખ્યાન. એમા ભા સુદ ૨ સવારે મહાવીર ભગવાનનુ વિસ્તૃત ચરિત્ર વચાય. બીજના દિવસની મજા જુઓ કે દિક્કુમારી જન્મોત્સવ, પછી મેરૂશીખરે દેવોનો મહોત્સવ, રાજા દ્વારા ઉત્સવ-ઉજવણી, નિશાળ-ગણણુ, દીક્ષા-કલ્યાણક, ઉપસર્ગોની હારમાળાનુ વર્ણન, એમા પ્રભુના ભવ્ય આત્મ-પરાક્રમ અને તપ વર્ણવાય ! એમા બાર વાગ્યાનો સમય થાય. બપોરે દોઢ બે વાગેથી પુનઃ વાચન શરૂ થાય એમા કેવુ કેવું આવે ? પ્રભુના ચારિત્ર-ગુણો, કેવળજ્ઞાન, સમવસરણનુ વર્ણન, ઈંદ્રભૂતિ ગૌતમનો અહકાર, ગણધરવાદ, એમા પ્રમાણ-પુરસ્સર આત્મસિદ્ધિ; જુદા જુદા ધર્મોની માન્યતા, એવા અગિયાર બ્રાહ્મણોના કર્મ, પરલોક, પચભૂત, સ્વર્ગ-નરક-મોક્ષ વગેરેની શકા પર મનોહર ચર્ચાથી સંશય ટળી અગિયારની થતી દીક્ષા, ગણધરપદ-પ્રદાન, ત્યાંથી પછી નિર્વાણ, શ્રી ગૌતમ મહારાજાનો વિલાપ તથા કેવલજ્ઞાન . આમ બીજના વ્યાખ્યાનનો સમય પૂર્ણ થાય. પછી લગભગ તરત પ્રતિક્રમણ ! તો વચ્ચેના ટાઈમમા ઉપવાસ લાગવાનો સમય કેટલો ? પાછુ ત્રીજના દિવસે સવારે શ્રી પાર્શ્વનાથ ચરિત્ર, શ્રી નેમિનાથ ચરિત્ર, આતરા અને શ્રી આદિનાથ ચરિત્ર, બપોરે સ્થવીરાવલિમા જબૂસ્વામી વગેરે અનેક મહાપુરુષોના ચરિત્રો, એમ દિવસ પૂરો થઈ જાય સુદ ૪ સવત્સરીએ સવારે બારસા સૂત્ર-શ્રવણ, પછી ચૈત્યો જુહારવાના; પછી સાવત્સરિક પ્રતિક્રમણ આમ અઠ્ઠમમા વખત પસાર થયાનુ જણાય ક્યાં ? માટે અઠ્ઠમ સહેલો. પજુસણામા અઠ્ઠમ અને બીજો ય તપ સહેલાઈથી થઈ જાય

*નાગકેતુનું દૃષ્ટાંત :-*

અઠ્ઠમ તપ પર શ્રી કલ્પસૂત્રમા નાગકેતુનો અધિકાર આવશે. એમા જણાશે કે એણે પૂર્વભવમા કરેલી અઠ્ઠમની માત્ર ભાવનાએ એને ઊચો ચઢાવ્યો,

પૂર્વભવમા નાગકેતુનો જીવ પટેલ-પુત્ર હતો એને સાવકી માનો ત્રાસ હતો શ્રાવક-મિત્રે કહ્યુ ''દુ ખ આ મા નથી આપતી, પૂર્વ ભવે તે તપ નહિ કર્યો હોય એટલે બાધેલા અપમાનાદિના કર્મથી આ અપમાનાદિનુ દુ.ખ ઉદયમા આવ્યુ છે હવે પર્યુષણા પર્વ આવે છે. એમાં અઠ્ઠમ તપ કરજે પછી શક્તિ અનુસાર તપ કરતો રહેજે તપથી દુ ખ ભાગી જાય ''

શ્રાવક-મિત્રે આ કેવુ સરસ શીખવ્યુ ? માતાને ત્રાસ દેવાનુ નહિ, પણ પાપને ત્રાસ દેવાનુ અર્થાત્ પોતાના જ પાપનો તપથી નાશ કરવાનુ શીખવ્યુ. મિત્ર 'અકલ્યાણ મિત્ર' એટલે કે હિતશત્રુ' નહિ, પણ કલ્યાણ મિત્ર, હિત-મિત્ર હોય તે ધર્મની સલાહ આપે એણે અઠ્ઠમ કરવાનો નિર્ણય કર્યો, પણ બન્યુ એવુ કે ક્રુર સાવકી માએ આ પટેલ-પુત્રને અચાનક ઘાસની ઝુપડીમા સૂતેલો જોયો મા માને બદલે 'વાઘણ' બનેલી એ હવે શાની બાકી રાખે ? જોજો, 'જગતમાં કોણ કોનુ છે ?'દ્વેષ કયુ ભયકર દુષ્કૃત ન કરાવે ? માએ અગ્નિ મૂકી ઝૂપડી સળગાવી દીધી છોકરો બળી મુઓ ખરો, પણ હાય-હાય કરતો નહિ કિન્તુ અઠ્ઠમની શુભ ભાવના સાથે મર્યો ! તો મરીને ત્યાથી એવા જૈન શ્રીમત શેઠને ત્યા જન્મ્યો કે જેમના કુટુમ્બમા આના જન્મ પછી તરતમા નજીકના પર્યુષણા પર્વ અગે અઠ્ઠમની વાત ચાલતી હતી ! કેવોક ધન્ય અવસર મળ્યો એની કેવીક પુણ્યાઈ !

*નિષ્કામભાવે તપની સાધના કરનારને દેવતા પણ દાસ બને છે.*

***સમજી રાખજો, ધર્મ ન કર્યો હોય તો જ દુઃખ આવે: ધર્મના અભાવે દુઃખ જ આવે માટે દુઃખ ન જોઈતું હોય, તો બીજા પર દ્વેષનું પાપ કરવાને બદલે કરુણાભાવનાનો ધર્મ કરો.***

આ ટકશાળી ઉપદેશ અતરમા ઉતારી પટેલ-પુત્ર અઠ્ઠમ કરતા નહિ, પણ અઠ્ઠમ કરવાની માત્ર ભાવના કરતો મર્યો છે ! તો ય ઈનામમા મનુષ્યપણુ, તે ય ગર્ભે શ્રીમતાઈવાળુ ! તે ય પ્રથમ-પુત્ર તરીકેનુ, એમા ય જન્મ શ્રાવક કુળે ! એ ય ધર્મ-સસ્કારી, ધર્મ-સાધક અને ધર્મના વાતાવરણવાળા કુળમા ! એમા ય જન્મ પછી તરત જ બરાબર અઠ્ઠમની વાત પરથી જાતિસ્મરણ-જ્ઞાન થવાની એ વાત ઝીલી ઠેઠ મોક્ષસાધના અહી જ પૂરી કરવાને યોગ્ય એવા સઘયણબળ અને મનોબળ વગેરે સહિતનો જન્મ ! કેટલી લાબી પુણ્યની હારમાળા ! વિચારજો કે આ દરેકના જુદા જુદા લાભ કેટલા ? એવા મહાન લાભો જો માત્ર અઠ્ઠમની ભાવનામાથી ઊભા થાય, તો અઠ્ઠમની ખરેખર આરાધનાથી કેટલા લાભ ? તો પછી તમે આ વખતે અઠ્ઠમ ચોક્કસ કરવાના ને ? હમણા જ એનો અભિગ્રહ લઈ નક્કી કરી લો નહિતર વળી મન ઢીલુ પડશે શ્રીકાન્ત શેઠના કુટુમ્બમા અઠ્ઠમની વાતચીત સાભળીને તાજેતરમા જન્મેલા આ બાળકને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન

થયું ! પૂર્વ જન્મ આખો યાદ આવ્યો  હવે કેમ ? તો કે પૂર્વે અધુરી રહી ગયેલી અઠ્ઠમની ભાવના અને સાધના પૂરી કરવાની  ઝુકાવ્યો અઠ્ઠમ ! કોણે ? તાજા જનમેલા બચ્ચાએ ! મૃદુ મુલાયમ મલાઈના પિંડા જેવા અને દિવસમા દસવાર ભૂખ લાગે એવા નાના બચ્ચાએ ! પાછો જેનો અઠ્ઠમ કોઈ જાણી ન શકે, એટલે કે જેની તપમા ઊચિત શુશ્રુષા ય કોઈ ન કરી શકે એવા બાળકે ! સમજો જરા સમજો, તમારે અઠ્ઠમ કયા સયોગમાં કરવાનો છે ? અને આ બાળકને કયા સયોગમા ? એણે તો અઠ્ઠમ આદરી સ્તનપાન કર્યુ બધ ! માતાએ ઘણી ય મહેનત કરી, પણ મો જ કોણ ખોલે છે ? ખૂબી કેવી ? આ માતાનુ દૂધ પીતો નથી, તો પાણી તો એને આપો ' એવુ ય કોઈ કહેનાર નથી. એટલે ચોવિહાર અઠ્ઠમ ! એકાદ દિવસ પસાર થઈ ગયો, પણ પોયણા જેવા બાળકના શરીરનુ ગજુ કેટલુ ? શરીર એવું કરમાઈ ગયુ કે નિશ્ચેષ્ઠ થઈ ગયુ ! આખ મિચાઈ પડી. છતા અઠ્ઠમ છોડવાનો ખરો ? ના, ખ્યાલ છે, કે (૧) 'ધર્મ એ જીવન છે, (૨) પૂર્વે કરેલી અઠ્ઠમની માત્ર ભાવના સાથેના મૃત્યુએ જો આટલી ઊચી સ્થિતિએ મૂક્યો, તો અહી અઠ્ઠમની ખુદ આરાધના સાથેના મૃત્યુથી તો કેવીક અતિ ઉચ્ચ સ્થિતિ મળે !!!

તપસ્યાના આવા ઊચા લાભ ખૂબ જ મન પર લાવો તો, એકલો અઠ્ઠમ શુ, બીજા પણ મહાન તપો વારવાર સાધવાનુ મન થશે.

હવે આગળ જુઓ  ત્યા તો માતા-પિતાને બાળક મરી ગયો લાગ્યો, તેથી એને જગલમા જઈ ખાડામા મૂકી આવ્યા  માબાપને પોતાને એકનો એક પુત્ર જવાથી સજ્જડ આઘાત લાગવાને લીધે જીવન ટુકાઈ ગયુ, મૃત્યુ થયુ. મોહનુ કેવુ જોર ! કેટલુ નુકશાન ! ત્યારે ધર્મી બાળકના તો અઠ્ઠમના પ્રભાવે નાગરાજ ધરણેન્દ્રનુ સ્થિર સિહાસન ડોલાયમાન થયુ ! ધરણેન્દ્ર ત્યા પહોચી બાલકને અમૃત છાટી સતેજ કર્યો, અને અગુઠો ચુસવા માટે અગુઠે અમૃત મૂક્યુ. પછી ઈન્દ્રે એનુ ધન હરી લેતા રાજાને અટકાવી એ મરેલા માતાપિતાના ધનનો વારસદાર બનાવ્યો.

આ બાળકના તપની ટેકનુ કેવુ કૌવત ! મોટા ધરણેન્દ્રને વગર બોલાવ્યે, વગર જાપે, વગર યાદ કર્યે હાજર થવુ પડે ! ત્યારે દેવતાના જાપ કરી કરીને આજે કેટલાય લક્ષ્મી-લપટો ઊધા વળી જાય છે ! તો ય કાઈ પ્રગટ થતુ નથી ! ભગવાનને મૂકીને બીજા-ત્રીજાનો દોઢ ઊભે પગે દોઢ કલાક જાપ કરે છે તો ય દેવનો પડછાયો પણ દેખવા મળતો નથી ! જ્યારે અહી નિષ્કામભાવે કેવળ આત્મકલ્યાણાર્થે તપની સાધના કરનાર નાગકેતુને દેવતા આપમેળે પ્રગટ થઈ દાસ બને છે !

આહાર અને કામની સજ્ઞા જીવતી ડાકણ છે  ધરણેન્દ્રે રાજાને વિગત કહેવાથી, બાળકને જંગલમાંથી મહેલ પર ક્ષેમકુશલ લાવવામા આવ્યો. તમને શુ

લાગે છે ? એમ જ ને કે "અમે અઠ્ઠમ કરીએ, ને કદાચ અમારે આવુ મરવા જેવુ થાય, તો કોઈ દેવ સહાયમા આવે કે નહિ ?" અરે ભલા ! તમે શુ કૂણા બાળક છો તે માત્ર ત્રણ ઉપવાસમા સીધુ મરવાનુ જ આવે એવો વિચાર કરો છો ? શુ તપથી મરી જ જવાય ? એમ કહો, કે તપ નહિ કરવાથી મરી જવાય તપથી ગભરાઈને દૂર રહેનારા રાત ને દિ' આહાર-સજ્ઞાની સોડમા ભરાનારાઓને ખબર નથી કે આહાર-સજ્ઞા અને કામ-સજ્ઞા તો જીવતી ડાકણ છે, જે જીવના પુણ્ય, શાન્તિ અને સુસસ્કારોને ચૂસ્યા જ કરે ! જપવા જ ન દે ! ખાવાનુ હરતા ને ફરતા જોઈએ ! આ જ ને ! દિવસમા કેટલા ટક ચાવવાનુ ખુલ્લુ ? ના, કોઈ નિયમ નહિ ત્યારે નિયમ કરવામા બીક લાગે છે કે ટક પૂરા થઈ ગયે, ક્યારેક કાઈક ખાવાનુ આવે તો ? - એવી બીકથી જ ટક કે વસ્તુની લિમિટ નથી બધાતી, પણ જડની ગુલામીમા ધ્યાન રાખજો,-આત્માની કતલ થઈ રહી છે ! એ દશા ઘોર છે ! લખી રાખો,- તપથી મરી ન જવાય. બીજો તપ ન થાય તો અભિગ્રહનો તપ તો થાય ને ? આજે અઠ્ઠમ નથી કર્યો, ભલે ખાઈને આવ્યા છો પણ હવે અહીથી અગિયાર વાગે ઘેર જવાના, 'અગિયારથી સાજ સુધીમા માત્ર બે જ ટક વાપરવુ મો આખા દિવસ માટે ખુલ્લુ નહિ.' આટલો નિયમ કરવો કઠણ છે ? આ તો એકડિયા ક્લાસની વાતો છે જવાનુ તો ઊચા ક્લાસમા છે. ટકના ય નિયમ નહિ, તો ઊચા ક્લાસમા શે અવાશે ?

ધરણેન્દ્ર તો રાજાને કહે છે, "આ મહાન ધર્માત્મા થશે મોક્ષગામી જીવ છે, તમને પણ બહુ ઉપકારી થશે, આની સભાળ કરજે " નાગરાજના ઉપકારથી બાળકનુ નામ બધાએ 'નાગકેતુ' રાખ્યુ એ મોટા થતા મહાશ્રાવક થયા ! દેવના ઉપદ્રવમાથી રાજાને એ બચાવે છે, મદિર અને સઘ યાવત્ આખા નગરની રક્ષા કરે છે એમને પ્રભુની ફૂલપૂજા કરતા કરતા એકવાર ફૂલના કરડિયામાનો સર્પ ડસે છે, પરતુ અઠ્ઠમની ભાવના હતી તે વખતથી જ અસ્થિમજ્જા કરેલો ધર્મરગ આટલે આવતા સુધીમા તો એવો અતિવિકસિત થયો છે, કે એથી એ વખતે સર્પદશની પીડામા પણ નાગકેતુને શુભધ્યાનથી કેવળજ્ઞાન થાય છે અઠ્ઠમતપ અને બીજા તપની પ્રેરણા મળે એ માટે આ અધિકાર વિચાર્યો છે, બાકી તો કલ્પસૂત્ર-વાચન વખતે એનો અધિકાર આવવાનો છે

*બાલકની હોશ :-* ખભાતમા વ્યાખ્યાનમા અઠ્ઠમ તપનો આ મહિમા સાભળતા 'અઠ્ઠમ તપ ગમે તે રીતે વાળીને પણ પૂરો કરી શકાય,' એમ સાભળીને અમદાવાદ-મસ્કતી મારકિટના મોટા વેપારી શેઠ રમણલાલ વજેચદનો નાનો બાળક વિનોદ અઠ્ઠમ તપ માટે તૈયાર થયો ! પણ હતો નાનો, એટલે રમણભાઈને કહેવા લાગ્યો,-'આ તપ વાળી અપાય તેવો હિસાબ કરી આપો ' સાથે સવત્સરીનો ઉપવાસ, બીજા એક-બે એકાસણા, બેસણા, વગેરે કરવાનુ છોકરે પોતે જ પિતાને જણાવ્યુ રમણભાઈ ધર્મિષ્ઠ એટલે ગણત્રી ગણીને ખૂટતા તપ માટે અમુક નવકારવાળી ગણી આપવા કહ્યુ. ને બાળકે એ રીતે તપ પૂરો કરી આપ્યો ! જૈનકુળનો ને જૈનશાસનનો આ મહિમા છે આ તો નાના બાળકની વાત ! તમે તો મોટાને ? મોટાની વાતો મોટી હોય, એટલે તમારે તો શક્યતાએ

અખડ અઠ્ઠમ જ કરી આપવાનો  ને ન જ બને તો છેવટે કાઘાથી પણ અઠ્ઠમ પૂરો કરવાનો તો ખરો જ. વિશેષ તમને મોટાને શુ કહી શકાય ?

તપનો અનત મહિમા છે   નવકારશીનુ ફળ શુ ? તપ માત્ર પજુષણનો જ નથી, તપ તો વર્ષભર, અરે ! જીવનભર કર્યે જવાનો છે.

માનવભવ તપ અને સયમ માટે જ છે, ખા-ખા કરવા માટે નહિ  જાણો છો ને ?  કેઈ ભવોના પાપકર્મોના અનંતા દળિયા તપથી નાશ પામે છે ! દાન, શીલ ધર્મ જો કે મહિમાવતા તો છે જ, છતા એમ ન લખ્યુ કે 'દાન-શીલથી ચીકણા કર્મ નાશ પામે,' પણ તપ માટે લખ્યુ કે *"કર્મ તપાવે ચીકણાં ભાવ મંગળ તપ જાણ."*

*તપધર્મનું ફળ જુઓ,-*

નરકના જીવને વેદના કેટલી ને કેવી કેવી ? અને કેટલા કાળ સુધી ? કહોને 'કેવી' એટલે અહીના રેલ્વે-એંજિનના બોઈલરના અગ્નિ કરતા અનતગુણી ગરમી ! 'કેટલી' એટલે એકલી ગરમીની નહિ, પણછેદન-ભેદન-કૂટણ-છોલણ, ભયકર રોગો, વગેરેની !! 'કેટલો કાળ ?' એટલે કે અસંખ્યાતા વર્ષો સુધી !! છે હિસાબ ? પરમાધામી નારકને બિચારાને સતત પીડા કર્યે જ જાયછે ! ધરતી ધોમ ધખેછે, કઈક ઠડક-ટાઢક લેવા જાય કોઈ ઝાડ નીચે, તો ઝાડ ઉપરથી પાદડા પડે  તે કેવા ? તીક્ષ્ણ તલવાર જેવી ધારવાળા ! અગ છોલી-કાપી નાખે એવા ! ફળ પડે તેય એવુ કે માથાને ઊભુ ચીરે !! લાકડાના ડીમચાને ઘાટ ઘડવા કેમ છોલાય ? તેવી રીતે નરકના જીવના શરીરને પરમાધામી ઊભુ છોલે ! આવા ભયકર કોટિના છેદન-ભેદન વગેરે સહવામાથી એક ક્ષણની પણ નિરાત નહિ.

ભલે અકામપણે અનિચ્છાએ ભારે નારાજીથી આટલા બધા ને આવા ઘોર કષ્ટ ભોગવે, તે ય માત્ર એક દિવસ એટલે કે છાસી હજાર ચારસો સેકન્ડ લાગલાગટ ભોગવે, તેમાંની ૧-૧ સેકડ પસાર થવી મુશ્કેલ છે, તો દિવસ પસાર થવો કેટલો મુશ્કેલ. તો એક દિવસમાં તેથી પાપ કેટલા બધા ખપે ? તો પછી આવી ઘોર વિટબણા સો વર્ષ ભોગવવાથી કેટલા બધા પાપ ખપે ? એટલે દા. ત. સમજો કે ૨૦૦૧ની સાલથી ૨૧૦૦ ની સાલ સુધી પૂરા સોએ વર્ષ એકસરખુ છુદાઈ-ભેદાઈ-તળાઈ-કપાયે જવાનુ હોય, તો એ જીવ ૧૦૦ વર્ષના દીર્ઘકાળ સુધી કારમા દુ ખ ભોગવતા અપરપાર પાપ ખપાવે ને ?

એટલા બધા પાપ ? હા, જ્ઞાની કહે છે કે,- જૈનધર્મના માત્ર એક નવકારશીના તપથી ખપે !!

'નવકારશી' એટલે સૂર્યોદયથી માત્ર ૪૮ મિનિટ થાય ત્યા સુધી મોમા કાઈ નાખવાનુ નહિ  આવી મહા આશીર્વાદસમી નવકારશી પણ કેટલાયને મોઘી પડે છે !

એક બાજુ નવકારશી સુધી ભૂખ્યા રહેવાનુ દુ ખ, અને બીજી બાજુ નરકનુ સો વર્ષનુ દુ ખ, એ બેની તુલના થાય એવી છે ? ભવિષ્યના ભયકર દુઃખ

ટાળવા શુ આટલુય નવકારશીનુ કષ્ટ સહન ન કરી શકો ? કહે છે કે 'ઊઠતા જ દાતણ કરી, જલ્દી ચા વગેરે લેવાની ટેવ પડી ગઈ છે !' પણ જોજો હો, મન મારીને એ ટેવ દબાવી સહેજ કષ્ટ સહવામા પેલા અગણિત ઘોર પાપ ખપી જઈ ભાવી દારુણ દુ ખોથી બચાય છે ! આ ફળ તો સામાન્ય કહ્યુ, પણ એમા આતરિક ભાવનો ઉલ્લાસ જો વિશેષ, તો ફળ પણ વિશેષ !

હવે નવકારશી પચ્ચકખાણથી આગળ વધો પોરિસીનુ પચ્ચક્ખાણ કરવામા આવે તો નવકારશી કરતા દસગણુ ફળ છે. એટલે કે નારકીનો જીવ એકહજાર વર્ષ ઘોર ત્રાસ ભોગવી જે અઢળક પાપ ખપાવે, તેટલા અઢળક પાપ માત્ર એક પોરિસીના પચ્ચકખાણથી ખપે છે ! આમે ય ફિટોફિટ ટાઈમે નવકારશી ન પાળનારને સહેજે આઠ સાડાઆઠેક વાગે નવકારશી પળાતી હશે તેમને પોરિસી માટે માત્ર એક-દોઢ યા બે કલાક પસાર કરવાની તકલીફ, અને છતા લાભ કેટલો ? એકહજાર વર્ષના નરકના દુ ખો વેઠી ખપતા કર્મ ખપાવવાના મળે ! સાઢ પોરિસીના પચ્ચખ્ખાણથી એના કરતાય દશગણુ ફળ ! એટલે ? દશ હજાર વર્ષની ઘોર નરક-વેદનાથી ખપતા કર્મો સફાચટ !

ઉપર ઉપરના તપમા વધતુ વધતુ દશ દશગુણુ ફળ ! સાઢપોરિસીથી આગળ વધતા પુરિમઢ્ઢ, અવઢ્ઢ, એકાસણ, નીવિ, એકલઠાણ, પછી આયબિલ, ઉપવાસ, છઠ્ઠ, અઠ્ઠમનુ ફલ દશ દશ ગણુ થઈ જાય છે ! એટલે અઠ્ઠમમા કેટલુ ફળ આવ્યુ ? તો કે દસ લાખ ક્રોડ વરસના પાપ ખપાવવાનુ ફળ એમા શુદ્ધ ભાવનાનુ માત્ર એક આયબિલ થાય તો, નારકીનો જીવ એકહજાર ક્રોડ વર્ષમા કારમી વેદનાથી જે કર્મ ખપાવે, તેટલા કર્મ એક આયબિલમા ખપે છે !! અને ઉપવાસમા દશહજાર ક્રોડ વર્ષ જેવા પાપ ખપે છે ! આ અતિશયોક્તિ નથી, જૈન શાસનની નીતિ રીતિ મુજબ થતી તપસ્યાના આ ફળ છે, એ રીતમા સમ્યક્ત્વ પહેલુ જોઈએ બીજુ નિરાશસભાવ જોઈએ, અને આહારાદિ સજ્ઞાનુ વિષ્કભણ (નિરોધ) જોઈએ

તમને થશે કે આત્મામા આટલા બધા કર્મો ભર્યા પડ્યા છે ? હા, કર્મો તો ઘણા બધા છે ! ખજાને ખોટ નથી, આપણો આત્મા કર્મોથી મહાસમૃદ્ધ ! તમારી બીજી સમૃદ્ધિ તો ગણી શકાય, પણ આત્માની આ પાપકર્મની સમૃદ્ધિ ગણવા બેસો તો ગણી શકાય તેમ નથી . એ સમૃદ્ધિ છે ? કે કચરો ? આવા જગી કચરાને વિખેરી નાખવા તપ જેવી સુદર વસ્તુ બીજી કઈ છે ? તપના ફળમા જુઓ ખૂબી શી આવી ? બે દિવસના ઉપવાસ અર્થાત્ છઠ્ઠનુ એક સાથે પચ્ચકખાણ થાય, તો એક ઉપવાસના ફળ કરતા બમણુ ફળ એમ નહિ, અર્થાત્ એકનુ દશ હજાર ક્રોડ વર્ષ છે. એનાથી બમણુ વીશ હજાર ક્રોડ વર્ષના પાપ ખપવાનુ ફળ મળે એમ નહિ, પણ એક ઉપવાસના ફળ કરતા દશ ગુણુ ફળ ! એટલે કે એક લાખ ક્રોડ વર્ષો જેટલા (નારકીમા ખપે તેટલા) કર્મો ખપાવવાનુ ફળ મળે !

દિવાળીમા બોલો છો ને 'લખ કોડી ફળ છઠ્ઠ કરી, જિન ધ્યાને રહીએ' આ 'લખ કોડી ફળ' એટલે ? એક લાખ ક્રોડ વરસ સુધી નરકનો જીવ ત્રાસ

ભોગવી જેટલા પાપ ખપાવે તેટલા પાપનો નાશ થાય એ ફળ ! ભગવાને છેલ્લે જીવનના અન્ડ ટાઈમે લાગટ સોળ પહોર એટલે કે બે દિવસ નોન-સ્ટોપ અખડ દેશના દીધી છે ત્યાર બાદ અમાસની કાળી રાત્રે નિર્વાણ થતા જગતને અને જૈન સઘને ભગવાનનો વિયોગ થયો. સોળ પહોરના બે દિવસ તેથી સોળ પહોર દેશના એટલે ? ભગવાનને ચોવિહાર છઠ્ઠનો તપ ભલે એમને પચ્ચખ્ખાણ નહિ, પણ ખાવા-પીવાની વાત જ નહિ ! કેમકે સળગ બે દિવસ દેશના ! તો એ દેશના વખતે બેઠેલા ભગવાનના ભક્તોને પણ એ જ તપ થયો હોય ને ? ભગવાનનો વિરહ જો હૈયામા સાલતો હોય, તો તેના સ્મરણાર્થે અને નિર્વાણ કલ્યાણકની આરાધના અર્થે છઠ્ઠનો તપ છે. પુત્ર, પતિ, પત્ની, સગાવહાલાનો વિરહ વર્ષો સુધી ચાલે છે, શોક સાથે યાદ આવે છે. એમની જીવતા ય ખબર પુછાય છે, અને મુઆ પછી ય એમને યાદ કરાય છે; તો એવો ભગવાનનો વિરહ સાલે છે ? કેવો સાલે છે ? સાલે તો દિવાળી સાચી દિવાળી ઉજવાય. એમા છઠ્ઠ તપ થાય, તેનુ ફળ ઉપવાસ કરતા દસગણુ ફળ ! પાછુ છઠ્ઠ યાને બે ને બદલે ત્રણ ઉપવાસ એટલે કે અઠ્ઠમનુ એકી સાથે પચ્ચખ્ખાણ કરો તો છઠ્ઠના ફલ કરતા દસ ગુણુ ફળ ! અર્થાત્ નારકીની દશ લાખ ક્રોડ વર્ષની પીડામા ખપતા કર્મ જેટલા કર્મો ખપે !! સમજો કે તપમા જરાક આગળ વધ્યા કે ફળ દશ ગુણુ વધતુ જાય છે જડ એવા કર્મની ગમે તેવી શક્તિ, પણ તપની આગળ એ ખતમ થઈ જાય છે ! ફરીથી યાદ કરો, આ ફળ તો જઘન્ય, બાકી ભાવના-વિશેષે ફલ અસખ્યાતગુણુ પણ સમજવુ. તપનુ ફલ અતિ મહાન છે ! કલ્પનાતીત છે ! સુખી સુકોમળ જીવના પણ તપ જુઓ. નદન રાજર્ષિનો માસખમણના પારણે માસખમણ કરીને એક લાખ વરસ સુધીનો તપ !! ઘોર રોગમા પણ ચક્રી સનત્કુમાર મહામુનિનો સાતસો વરસ તપ ! ધન્ના અણગારનો છઠ્ઠ-છઠ્ઠના પારણે આયંબિલનો મહા-તપ ! મહામુનિઓ મેઘકુમાર-શાલિભદ્ર-ધનાજી વગેરેના ભારે તપ ! આ બધુ જાણી પજુસણમા અઠ્ઠમ તપ તમે નિશ્ચિત કરજો, એ માટે છેલ્લે છેલ્લે તપના કેટલાક લાભ ગણી લ્યો,-

*અઠ્ઠમનું કર્તવ્ય બજાવવામાં લાભ :-*

(૧) જિનાજ્ઞાની આરાધનાનો મહાધર્મ કરવાનો અદ્ભુત લાભ મળે છે !
(૨) પર્યુષણા-પર્વની આરાધનાના પણ મહાન ધર્મનો લાભ મળે છે
(૩) માત્ર એક અઠ્ઠમથી પૂર્વ કહ્યા તે દસ લાખ ક્રોડ વરસથી નરકની પીડા ભોગવી નાશ થતા પાપ જેટલા અઢળક પાપનો નાશ થાય છે.
(૪) અઠ્ઠમ તપમા રહેવાથી ભાદરવા સુદ ૨-૩-૪ એ ત્રણેય દિવસના ખાસ અને મહાન વ્યાખ્યાનો સાભળવાનો પૂરો લાભ મળે છે,
(૫) બીજા અઢળક પાપનાશ, દોષહ્રાસ, સુસસ્કાર, અઢળક પુણ્યોપાર્જન વગેરેના અનેક લાભ મળે છે

## કર્તવ્ય પાંચમું : ચૈત્યપરિપાટી

પર્યુષણા-મહાપર્વનું પાચમુ કર્તવ્ય ચૈત્યપરિપાટી છે, જે પ્રભુના શાસનનો આપણા પર અનત ઉપકાર છે, તો

(૧) કૃતજ્ઞતારૂપે પણ એ પ્રભુનાં અનેક મદિરોમા ઠાઠથી વિશેષ-દર્શન-પૂજન-વદન કરવાનુ આવા મહાન પર્વમા કેમ જ ભૂલાય ? આમ તો પર્યુષણમા મોટી પ્રવૃત્તિ વ્યાખ્યાનો સાભળવાની હોય છે, છતા પણ આ ખાસ કર્તવ્ય બજાવવાનુ કે આખા નગરમા તમામ દેરાસરોને જુહારવાના પ્રભુના ચરિત્ર સાભળવા સાથે અનેક જિનેશ્વરોના બિબોના દર્શન થાય. એથી

(૨) પ્રભુ પ્રત્યે ભક્તિ-બહુમાન ઓર વધી જાય

(૩) તેમજ જૈનો ઠાઠથી બેડવાજા સાથે રીતસર ચૈત્ય-પરિપાટીએ ફરતા દેખાય, તેથી જૈનેતરોને જૈનધર્મની મહત્તાનો ખ્યાલ આવે એમા કોઈ ભવીજીવને ધર્મનો ઉછરગ આકર્ષણ વધે,- 'ઓહો ! કેવો સરસ જૈનધર્મ ! એમા એ બોધિબીજ પામી જાય

(૪) ચૈત્ય પરિપાટીથી જુદા જુદા દેરાસરોમા શી શી જરૂર છે, તે પણ ખ્યાલમા આવે, અને સુધારો તથા પૂર્તિ કરવાનો લાભ મળે. ત્યારે સાથે એ પણ ખરુ કે,

(૫) ચૈત્યો જુહારતા પૂજાના ઉપકરણ અને ભક્તિના દ્રવ્યો લઈ જઈ મદિરોમા મૂકવાથી પરમપાત્રમા દાનનો મહાન લાભ થાય

*જૈનેતરો પણ કેમ પામે ?:-* લગ્નાદિ પ્રસગે જેમ ઘરને રગ-રોગાનથી શોભાવોછો, અને સ્નેહી-સબધીઓમા દોડાદોડ કરોછો, તેમ પર્યુષણા પ્રસગ માટે ચોમાસા-વર્ષા પહેલાથી મદિરો ચળકતા કરાવવાના, મદિરોને શોભાવનાર મહાપૂજા અને પ્રભુની ભવ્ય અગરચના વગેરે મનોહર ઠઠારવાનુ, અને મદિરો જુહારવા નીકળવાનુ આખો ઠરે એવા સાડીઓના પડદા હોય, એવા ધજાપતાકા, તોરણ, કમાન . . આદિ હોય આ બધાથી શોભાવી મદિરને એવુ નયનરમ્ય અને આકર્ષક બનાવવાનુ કે ચૈત્યપરિપાટીએ પધારનારા ધર્મીબધુઓ ખૂબ ભક્તિરગમા ચઢે જૈનેતરો પણ જોવા ઊભા રહે, ધારી ધારીને જુએ ! ભક્તિના ગીત-સગીત સાભળે, તેમા ભક્તોને ઓતપ્રોત જુએ એટલે પરસ્પર વાતો કરે કે 'આ શુ છે ?' અરે ! ખબર નથી ? જૈનોના પજુસણા છે !' 'ભાઈ ! જબરો ધર્મ એમનો ! એમનો તપ, એમની ભક્તિ, એમના દાન વગેરે તમામ જબરૂ ! આ રીતે લોકો આવી પ્રશસા કરતા થાય, જેથી કેઈ જનો ધર્મ બીજ પામે.

શાસ્ત્ર કહે, છે, 'બીજ સત્ પ્રશસાદિ'. . અર્થાત્ કોઈ પણ ગુણ કે ધર્મનુ બીજ એની સમ્યક્પ્રશસા આકર્ષણ વગેરે છે. મહાવીર ભગવાનનો 'ધર્મમા ધીરતા' નો ગુણ જોઈએ છે ? તો એની પ્રશસાદિ કરવા લાગો. એથી આત્મામા એનું બીજ પડશે. પ્રશસાદિમા 'આદિ' એટલે ? વાણીથી પ્રશસા, મનથી આકર્ષણ અને હૃદયથી અહોભાવ ! જીવનમા વારે વારે આ લાવો એટલે એ ધીરતા ગુણના બીજનુ વાવેતર થયુ સમજો, પછી એ એની તીવ્ર અભિલાષા, એ અગે શાસ્ત્રશ્રવણ, જીવનમા ધીરતાના પ્રયોગ. . વગેરેથી ગુણવૃક્ષ ઊગવાનું, એના પર અતે એ ધીરતાગુણરુપી ફલ સિદ્ધ થવાનુ ધીરતા સિદ્ધ થવાની.

એમ જો વીર પ્રભુનો ક્ષમાધર્મ કે તપધર્મ જોઈએછે, તો એની પ્રશસાદિ આદિ કરવા માડો. એથી ભવિષ્યમા એ ધર્મ મળવાનુ રિઝર્વેશન થશે. બધા ગુણ ને બધા ધર્મના મૂળમા શુ ? તેની સત્-પ્રશસા, આકર્ષણ-અહોભાવ.

***ચૈત્યપરિપાટી વગેરે શા માટે ? :-*** એટલે હવે કહો, ઠાઠથી ચૈત્યપરિપાટી, વરઘોડા, ઓચ્છવ, મહાપૂજા, મહાદાન, વગેરે વગેરે શા માટે ? તો કે જૈનેતરોને પણ એ જોઈ જૈનધર્મ પ્રત્યે અહોભાવ જાગે, આકર્ષણ થાય ને એ પ્રશસા કરવા લાગે એ માટે. આમા જૈનેતરોના દિલમા ધર્મનુ બીજ વવાય. 'અહો ! કેવોક મહાન જૈનધર્મ ! આટલો અહોભાવ મનમા આવ્યો ને જૈનધર્મ પ્રત્યે આકર્ષણ ઊભુ થયુ, એ એમના આત્મામા ધર્મબીજ પડ્યુ. એથી ભાવીમા એ જૈનધર્મ પામશે

એટલે જ પર્યુષણામા આ ચૈત્યપરિપાટી વગેરે ઉજવાય એ શાસનપ્રભાવક બને. વળી, આ વાર્ષિક પર્વ જ એવુ છે કે જે પ્રસંગે મદિરે, ઉપાશ્રયે લગભગ દરેક જૈન આવે માટે જ ખાસ આકર્ષણ જોઈએ વળી ચૈત્યપરિપાટીનુ ખાસ કારણ આ, કે પ્રભુના ઉપકારથી ક્ષમાપર્વ મળ્યુ, માટે પ્રભુભક્તિની રૂએ પણ ઠાઠથી ચૈત્યપરિપાટી વગેરેના આકર્ષક સુકૃત જોઈએ. કદી મદિર-ઉપાશ્રયે ન આવનારો જૈન જીવ પણ આ આઠ દિવસ આવે. તો ય એ રુડો જીવ છે, એનો પણ આદર કરજો. એનો ધર્મ-ઉલ્લાસ વધે એવુ કરજો. એમની સામે આગળી ચીધતા નહિ કે 'લ્યો બાર મહિને દેખાયા !' આગળી ચીધશો તો માનવુ કે પોતાને પરમાત્માનો ધર્મ હજી પચ્યો નથી

કોઈને થાય કે ચૈત્યપરિપાટીના કર્તવ્યનુ વિશેષ વિવેચન કેમ નહિ ? પણ સમજો કે એ પ્રભુભક્તિનું કાર્ય તો સહેજે સમજાય એવુ છે. કેટલાક સંસ્કારો તો ગળથુથીના હોય, ત્યા કર્તવ્ય અને વિધિના સૂચન પૂરતા વિવેચનથી ચાલે. માટે જુઓ કે અસલનો રિવાજ એવો હજીયે ખભાત, પાટણ, રાધનપુર વગેરે ધર્મક્ષેત્રે એ દેખાય છે કે 'રોજ સવારમા હાથમા અક્ષત-બદામનો વાટવો લઈ પાચ-દશ ચૈત્યની પરિપાટી કરી આવવાની.' માટે જ કમમાકમ પર્યુષણામા આ

કર્તવ્ય અતિ સુદર રીતે બજાવવાનુ જોઈએ એમા વળી દીન-દુ ખીને દાન પણ દેતા જવાય; તેથી એ ય બોલે કે ' આ ધર્મ મજાનો ' 'આવા પજુસણ રોજ આવો ' આ પર્વોમા પ્રભુજીની ભક્તિ માટે કશી કમીના ન રહેવી જોઈએ મહેક મહેક થતા ફૂલો લાવી રોનકદાર અગરચના કરવી જોઈએ. આ વાર્ષિક પર્વની રોનક જુદી જ હોય

*વજસ્વામીની શાસન પ્રભાવના :-* એકવાર બૌધ્ધરાજાના ધર્મદ્વિષને લઈને પર્યુષણમા જૈનોને માટે સત્તાના બળે ફૂલ ન મળે તેવુ ગોઠવ્યુ. પર્યુષણ જેવા મહાપર્વમા એ જૈન સઘને પાલવે ? ગયા વજસ્વામી પાસે, અને કરી વાત; ત્યારે જો શ્રી સઘને ન પાલવે, તો શાસન-શિરછત્ર શ્રી વજસ્વામીને ય શી રીતે પાલવે ? ઊપડ્યા પોતે ગગન માર્ગે, પિતાનો મિત્ર દેવ થયેલો, એની પાસે મહેશ્વર વનમા પહોચ્યા દેવે એમને સત્કાર્યા, એમણે દેવને વાત કરી ફૂલ તૈયાર રાખવા કહ્યુ દેવને મહાત્માની આ કલ્યાણક-આજ્ઞા મળી એથી ઉલ્લાસ ખૂબ ! એમા પછી ફૂલો તૈયાર રાખ્યા, તે કેટલા ? વીસ લાખ ! વજસ્વામીજી ત્યાથી ઊપડેલા તે આવ્યા હિમવત પર્વત પર શ્રીદેવીના ભવને ! જૈન શાસનના યુગપ્રધાન આગણે પધાર્યા ! પછી શુ પૂછવુ ? લક્ષ્મીદેવી અતિ આનદ અને આદર સાથે હાથ જોડી આજ્ઞા યાચે છે શાસ્ત્ર કહે છે, 'દેવા વિ ત નમસતિ જસ્સ ધમ્મે સયા મણો,' જેનુ મન સદા ધર્મમા રત હોય, દેવો પણ તેને નમે છે ! શ્રી વજસ્વામીજીએ વાત કહી વિકુર્વેલા વિમાનમા શ્રીદેવીએ ખાસ કમળ અને બીજા પણ ફૂલો આપ્યા તે લઈને વળતા પેલા વીસલાખ ફૂલો સાથે જ્યા પાછા આવી વિમાનથી ઊતરે છે, ત્યા બૌધ્ધો તો માનતા હશે કે, 'દેવો અમારા માટે આવે છે,' પણ એ વિમાન તો ઊતર્યુ જૈનમદિરે ! ઠાઠ સાથે પ્રભુની ભક્તિ-શોભા થઈ ! ચમકી ઊઠેલો બૌદ્ધરાજા આવીને વજસ્વામીના પગમા પડી જાય છે માફી માગી અને ધર્મ પૂછ્યો અને સાભળ્યો, એટલુ જ નહિ પણ સાભળીને એણે શ્રાવક ધર્મ સ્વીકાર્યો ! રાજાની પાછળ ઘણા બૌધ્ધોએ પણ જૈનધર્મનો સ્વીકાર કર્યો ! આ રીતે શ્રી વજસ્વામીજીએ ચૈત્યની ભક્તિ વડે શાસનની મહાન પ્રભાવના કરી, તમે પણ સુદર ચૈત્યપરિપાટીના કર્તવ્યમા ઉજમાળ બનો

**પાંચ કર્તવ્યો સમાપ્ત**

**વાર્ષિક ૧૧ કર્તવ્ય :-**

પર્યુષણામા પર્યુષણાનાં પાંચ કર્તવ્ય ઉપરાંત ૧૧ વાર્ષિક કર્તવ્યનો ઉપદેશ આવે છે, તે કર્તવ્ય વર્ષમા કમમાં કમ એકવાર અવશ્ય બજાવવાનાં હોય છે. તેનું વિસ્તૃત વ્યાખ્યાન અહી આપવામા આવે છે

પરમોપકારી ત્રિભુવનગુરુ શ્રી અરિહત પરમાત્મા આ અતિ દુલર્ભ માનવજીવનની પ્રાપ્તિ થયા પછી એની સફળતા ઉત્તમ ધર્મકર્તવ્યો બજાવી લેવામા ફરમાવે છે.

ધર્મકર્તવ્યો બજાવો તો જન્મ સફળ. જેટલો સમય ધર્મકર્તવ્ય બજાવો એટલો જ માનવ-જન્મનો સમય સફળ; બાકીનો વેડફાઈ ગયો ! માણસ ૫૦ હજાર લઈને બજારમાં ગયો, દસ હજારનો માલ લઈ વેચાણ કર્યુ, વીસ હજાર બનાવ્યા, તો એટલા રૂપિયા નફો થયો; પરતુ બાકી ૪૦ હજારથી એવો વેપાર યા એવો જુગાર ખેલ્યો કે ચાલીસે હજારનું ઉઠમણું થયુ ! ને ઉપરથી ૪૦ હજારનુ દેવું કર્યુ ! તો એટલી રકમ માત્ર નિષ્ફળ નહિ, પણ નુકસાનમા ઊતરી ! એટલુ સારુ થયું કે પેલા ૧૦ હજારના ૨૦ હજાર થયા. માનવ જન્મમા ૧૮ પાપ સ્થાનકોના પાપકૃત્યો કરવા એ જુગાર ખેલવા જેવુ છે. એમા ધર્મકર્તવ્યો કરવાનુ કર્યુ એટલો માનવ-સમય લેખે લાગ્યો, સફળ થયો.

સંસારમા જન્મ મળે એટલે જીવ કર્તવ્યો તો કરતો જ હોય છે, પરતુ પાપકૃત્યો કર્યે જવામા 'પુનરપિ જનન પુનરપિ મરણં' - એમ વારવાર જન્મ-મરણની બેડીમા જકડાયા રહેવુ પડે છે. એનો અત લાવનાર છે ધર્મકર્તવ્યોનુ પાલન.

''ઘરમા લાગેલી આગમા ઘાસલેટના ડબા ઠાલવવાની જેમ પાપકૃત્યોમા ઠાલવેલી પુરુષાર્થ-શક્તિ વેડફાઈ જાય છે એટલુ જ નહિ, પરંતુ વધુ નુકસાન ઊભુ કરે છે !'' આત્મઘરમાં અનેક જાતના પાપકર્મના ઉદય, વાસનાવિકારો, સંજ્ઞાઓની ખણજ, વગેરે રૂપી આગ તો લાગેલી જ છે. એમા પાછી કિમતી મન-વચન-કાયાની પુરુષાર્થ શક્તિથી પાપકૃત્યો કર્યે જવા, એ આગને વધુ ઉત્તેજિત કરવા જેવુ થાય છે. જીવન તો નદીના પ્રવાહની જેમ વહી ચાલ્યુ છે, અને

ઈચ્છીએ કે ન ઈચ્છીએ એક દિ અંત આવવાનો જ છે. પણ પછી ? બીજું શું વળી ?

પૂર્વે વિણસાડેલી મન-વચન-કાયાની શક્તિઓના ગેરઉપયોગના જવાબ દીર્ધાતિદીર્ધ કાળ સુધી દેવા પડે છે !

ભયંકર ત્રાસ-દુ ખ-વિટબણાની હારમાળા ચાલે છે. જીવન જીવવાનુ તો છે જ, તો પછી શા માટે પાપ કૃત્યોમા ડૂબાડૂબ રહી જીવન વેડફી નાખવુ ? ધર્મકર્તવ્યોમા લીન રહી જીવન સફલ કેમ ન કરવુ ? મૃત્યુ તો બને ય સ્થિતિમા આવવાનુ છે. પરંતુ,

પાપકૃત્યોભર્યા જીવનમા અહી પણ અનેક આધિઉપાધિની વિટબણા અને ભવાતરે પારાવાર રીબામણ ભોગવવી પડે છે, ત્યારે

ધર્મકર્તવ્યોભર્યા જીવનમા અહી પણ કેટલીય શાન્તિ-સ્વસ્થતા ! અને ભવાતરે સદ્‌ગતિ-સત્કૃત્યોની મહાન ઉન્નતિ જોવા મળે છે.

દુનિયા શુ કરેછે, શુ કહેછે ? કેમ ચાલેછે, એ જોતા નહિ; જ્ઞાની ભગવતો શુ કહેછે, અને એમણે ખુદે તથા એમને અનુસરનારાઓએ શુ કર્યુ એ જોજો આપણી સુમતિથી વિચારજો તો જ પાપકૃત્યો અને ધર્મકરણી વચ્ચેના પૂર્વ-પશ્ચિમના અતર સમજાશે.

માટે જ્ઞાની કહે છે,

*'બાપડા! પંચ પરમાદથી, કાં પડો કુગતિમાં ધાય રે; કરી શકો ધર્મકરણી સદા, તો કરો એહ ઉપદેશ રે... વિરતિ એ સુમતિ ધરી આદરો.'*

''હે બિચારા પામર પ્રાણી ! જીવનમા કોઈ જાતના વ્રત-નિયમ વિના મદ્ય-વિષય-કષાય-નિદ્રા-વિકથા એ પાચ પ્રમાદના જીવન જીવી દુર્ગતિમા કાં જઈ પડો છો ? દુર્ગતિમા ન જવુ હોય તો પ્રમાદને છોડી ધર્મકરણી કરો એ ય જો રોજ કરી શકતા હો તો હમેશા ધર્મકરણી કરો,''-એવો અનતા તીર્થકર ભગવતોનો ઉપદેશ છે

આવો સર્વથા પ્રમાદ છોડીને કરવા યોગ્ય ધર્મ સાધુધર્મ છે, સર્વવિરતિ ચારિત્રધર્મ છે; અને જો એ તાકાત નથી તો રોજિદા ષટ્ કર્તવ્યોનો વાર્ષિક ૧૧ કર્તવ્યોનો, ૧૮ જન્મકર્તવ્યો વગેરેનો ગૃહસ્થધર્મ છે એ માટે રોજીદા ૬ કર્તવ્યો કહ્યા છે તે આ છે,-

*'જિનેન્દ્ર પૂજા ગુરુપર્યુપાસ્તિ, સત્ત્વાનુકમ્પા શુભ પાત્રદાનમ્, ગુણાનુરાગં શ્રુતિરાગમસ્ય, નૃજન્મવૃક્ષસ્ય ફલાન્યમૂનિ ॥'*

અર્થાત્ (૧) જિનેશ્વર ભગવાનની પૂજાભક્તિ, (૨) ગુરુની ઉપાસના યાને ગુરુભક્તિ-સત્સગ, (૩) જીવો પર હૈયે દયાભાવ અને જયણાની કરણી,

(૪) સુપાત્રદાન, (૫) ગુણાનુરાગ, કોઈનીય નિદા નહિ, અને સતા-સતીઓના સ્મરણ-સ્તોત્ર-ગુણગાન, તથા (૬) જિનાગમ-શાસ્ત્રોનુ શ્રવણ, - આ છ માનવ જન્મરૂપી વૃક્ષના ફળો છે, માનવ-જન્મ પામીને જીવનમા જો આ ફળો આવે, તો જીવન-જન્મ સફળ ગણાય; નહિતર જનમ નિષ્ફળ ગયો ગણાય, જીવન નિરર્થક જીવ્યા, કશુ પામ્યા નહિ

મહાવીર ભગવાનના આનંદ કામદેવ વગેરે મુખ્ય ૧૦ શ્રાવકોના જીવન જુઓ, એમ સાગરચદ્ર, રાજા ચદ્રાવતસક, સુદર્શનશેઠ, વગેરે શ્રાવકોના જીવન જુઓ, તો દેખાશે કે એ આ રોજિદા ધર્મ-કૃત્યોથી મઘમઘતા હતા

જીવન ધર્મકૃત્યોથી કેવુક ધમધમતુ હશે એ રાજા ચદ્રાવતંસકના જીવનમા જોવા મળે છે. એકવાર એ રાત્રિના વહેલા જાગી ગયા. ત્યા વિચાર કર્યો કે હવે ઊંઘીશ એમા શું મળવાનુ ? એના કરતા આમ અત્યારે કોઈ કોઈ સાસરિક જળો જથા નથી તો દેશાવકાશિક વ્રતમા બેસી જાઉં જેથી ધારેલા સમય માટે બેસવા ધારેલી જગાને છોડીને આખી દુનિયાની જગાનો ઉપયોગ બધ કરી દેવાથી એ અગેના અઢળક પાપોથી વિરામ પામવાનુ મળે. એમ કરીને એ પલંગથી નીચે કટાસણા ઉપર બેસી જઈ વ્રત ધાર્યુ કે ''જ્યા સુધી ગોખલામા દીવો બળે છે ત્યા સુધીના સમય માટે આ જગા સિવાય બાકી સાથે મારે કોઈ સબધ નહિ, અને એમા અરિહત-પચપરમેષ્ઠીના ધ્યાન સિવાય બીજી પ્રવૃત્તિ નહિ.'' જીવનને ધર્મકરણીથી ધમધમતુ રાખવાની કેવી લગન! 'ઊઘ પતી ગઈ છે તો વ્યર્થ નિદ્રા-પ્રમાદ પોષવાની મારે જરૂર નથી '

તમારે ય આવા કોઈક રાતના સમય યા દિવસના નવરા તડાકા મારતા બેસવાના સમય આવતા હશે. એમા ધર્મ સાધી લેવાની લગન સાથે ધર્મ ઉદ્યમ ખરો ?

રાજા બેસી તો ગયા ને ધ્યાન સાધનામા લીન બની ગયા, પરતુ દાસી 'મહારાજા સાહેબને કાઈક કામ હોય તો ?' એમ કરી જોવા આવી ત્યા દીવાના કોડિયામા તેલ ખૂટવા આવ્યુ દેખી રખે ને મહારાજાને અધારુ થવાથી ધ્યાનભંગ થાય તો ? એમ કરી બીજુ તેલ લાવી કોડિયામા પૂરે છે ! ખૂબી જુઓ રાજા એને એનો નિષેધ કરવા એક ખૂખારો પણ ખાતા નથી કેમ વારુ ? દાસી-દીવો વગેરે પોતાની ધારેલી બેઠકની જગાની બહારથી જગા છે, એના સબધનો ત્યાગ કર્યો હોવાથી એના અગે કાઈ બોલાય નહિ. જિનશાસનની કેવી વડાઈ ! કેવી વ્રતની સૂક્ષ્મતા ! આવુ જિનશાસન તમે પામ્યા છો એની તમને કદર છે ? કદર હોય તો એની વારવાર આરાધના કરતા રહેવાની કેટલી ગરજ ?

હવે રાજાની કમ્મર તૂટવા માડી પરતુ જે થાય તે સહર્ષ સહી લેવાનુ, કેમકે એમા સત્ત્વ વિકાસની કમાણી છે, ને અદ્ભુત કર્મનિર્જરાનો લાભ મળે છે.

દાસી વળી ફરીથી તેલ પૂરીને જાય છે. પણ હવે અસહ્ય બન્યુ, રાજાની મગજની નસ તૂટી, પ્રાણ પખેરુ ઉડી ગયુ. રાજા ઢળી પડ્યા. પણ એમનુ શુ બગડ્યુ ? મરીને ઉપર દેવલોકમા પહોચી ગયા.

વાત આ હતી, કે ભગવાનના મહાશ્રીમત મુખ્ય શ્રાવક જેવાઓના ય જીવન નિત્ય ધર્મકૃત્યોથી ધમધમતા હતા !

ભગવાનના મુખ્ય શ્રાવકોને જે નિત્ય ધર્મકૃત્યોથી તરવાનુ, એ નિત્ય ધર્મ-કૃત્યો વિના શુ આપણે તરી જઈશુ ? મનને વિચાર જોઈએ કે 'આહાર-વિષય-પરિગ્રહ-નિદ્રાના નિત્ય કૃત્યો તો જનાવર અને કીડા કીડી સુદ્ધા ક્ષુદ્ર જતુઓ પણ જીવે છે. એ જો એનાથી ભવસાગર તરી ન શકે, ભવસમુદ્રમા ડૂબ્યા જ રહે, તો શુ આપણે એટલુ જ કરતા રહીને ભવસાગરમા ડૂબ્યા નહિ રહીએ ? ભવસમુદ્ર પાર કરી જઈશુ ? સમજી રાખો,-

ધર્મકૃત્યો-ધર્મકરણી વિના કદી ઉદ્ધાર નહિ થાય. લોકમા પણ કહેવાયછે કે કરણી તેવી ભરણી. માટે સારાશ, જીવન ધર્મકરણીઓથી - ધર્મકૃત્યોથી ભર્યુ રાખવા જેવુ છે

હવે વાર્ષિક કર્તવ્યોની વિચારણા કરવાની છે  એ સાભળીને વર્ષભરમા એકવાર પણ એ આચરી લેવાય એ નક્કી રાખવાનુ છે

## ૧૧ વાર્ષિક કર્તવ્યો

पइवरिसं संघच्चण-साहम्मिअभत्ति तह य जत्ततिगं । जिणगिहि-ण्हवणं जिणधणवुड्ढि महपूअ (धम्म) जागरिआ ॥
सूअपूआ उज्जवणं तहेव तित्थप्पभावणा सोही ।

અર્થાત્ દરેક વર્ષે (૧) સઘપૂજા, (૨) સાધર્મિકભક્તિ, (૩) યાત્રાત્રિક, (૪) મદિરમા સ્નાત્ર મહોત્સવ, (૫) દેવદ્રવ્યની વૃદ્ધિ, (૬) મહાપૂજા, (૭) ધર્મજાગરિકા-રાત્રિજાગરણ, (૮) શ્રુતપૂજા (જ્ઞાનભક્તિ), (૯) ઉદ્યાપન-ઉજમણુ, (૧૦) શાસન-પ્રભાવના, અને (૧૧) આલોચના પ્રાયશ્ચિત - શુદ્ધિ

## (૧) સંઘપૂજા

પહેલું કર્તવ્ય સઘપૂજાનુ છે અગિયાર કર્તવ્યોમા સંઘપૂજાને પહેલું એટલા માટે મૂક્યુ કે ઉપકારીની કૃતજ્ઞતારૂપે સેવા તથા પૂજ્યની પૂજા એ પહેલા નંબરનું કર્તવ્ય છે. પૂજ્યોનો આપણા ઉપર અનુપમ ઉપકાર છે, તેથી કૃતજ્ઞતાની રૂએ એમના ઉપકારને પહેલા નંબરમાં યાદ કરવું જોઈએ. એમની શક્ય સેવા પહેલી બજાવવી જોઈએ. કારણ એ છે કે -

ઉપકારનું વિસ્મરણ અને સેવાની બેપરવાઈ આત્માને મૂળમા જ પત્થરની જેમ એવો કઠોર, ધિટ્ઠ અને નિષ્ઠુર રાખે છે કે એમાં બીજા ગુણોના અકુરા ફૂટવા મુશ્કેલ.

મન ભલે માની લે કે મેં તપ કર્યો, શીલ પાળ્યું, સામાયિકાદિ વ્રત નિયમ કર્યા, પરતુ એનાથી આત્મામાં જે પરિણતિ ઘડાવી જોઈએ, તે નહિ ઘડાય, જો મૂળમા ઉપકાર-સ્મરણ અને કૃતજ્ઞતાપાલન નથી. ઉપકારી પ્રત્યે કૃતજ્ઞતા પાયાનો ગુણ છે ત્યારે સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકા એ ચતુર્વિધ સઘ પરમ ઉપકારી છે, પૂજ્ય છે; માટે એની પ્રત્યે કૃતજ્ઞતા હોવી જ જોઈએ,એની પૂજા અવશ્ય કરવી જોઈએ.

· સંઘ ઉપકારી એ રીતે, કે (૧) એ સઘની હુંફે આપણે ધર્મસાધના કરી શકીએ છીએ. દુનિયામા કોઈ જ ધર્મસાધક ન હોત તો ય આપણે એકલા પંડે ધર્મમા લાગી જાત એવુ તમને લાગે છે ? એ તો પ્રભુ મહાવીર કે જેમને ગુરુ નથી, સહાયક સાધુઓ નથી, અરે ! સાથે એક પણ ચારિત્ર લેનાર નથી, છતાં એકલા ચારિત્ર લેવા નીકળી પડ્યા ! આપણને તો ગુરુઓ મળે છે, સાધુઓ મળે છે; શ્રાવક-શ્રાવિકાઓ ય આરાધક દેખવા મળે છે, એટલે ધર્મમાં ઉલ્લાસી બનીએ છીએ. આખા શહેરમાંથી મદિરમા જો કોઈ જ ન જતુ હોત તો શું આપણે એકલા જાત ખરા ? શુ કલાક ત્યા બેસત ખરા ? શુ એકલા ભાવોલ્લાસ જાગત ? જુઓ સિદ્ધગિરિ ઉપર પણ બહુ યાત્રિક હોય, તો ઉલ્લાસ જાગવામા એ બહુ સખ્ય યાત્રિકોનો ઉપકાર નહિ માનવાનો ? મનને થવુ જોઈએ કે 'અહો ! કેવા ઉપકારી આ ભાગ્યશાળી યાત્રિકો કે મને ભાવોલ્લાસ વધવામાં નિમિત્ત બની રહ્યા છે ! ધન્ય યાત્રિકો !'

સંઘનો આ ઉપકાર સમજનાર રત્નો શ્રાવક ગીરનારનો યાત્રાસઘ લઈને ચાલ્યો છે. 'વાહ ! આ સઘયાત્રિકો મને કેવો યાત્રાસંઘના મહાન સુકૃતોનો લાભ આપી રહ્યા છે ! જો આ યાત્રિકો જ ન આવત, તો હુ કોનો યાત્રાસઘ લઈ જાત ? આમ રત્ના શ્રાવકનાં નિત્ય સઘ ઉપકારના સ્મરણે, જુઓ કેવુ અદ્ભુત કામ કર્યુ ! સંઘ આગળ વધતા જગલમા એક દેવે કસોટી કરી. મોટા પિશાચના રૂપે બધાને અટકાવતા પડકાર કરે છે 'કેમ મારી રજા લીધા વિના મારા પ્રદેશમા

પેઠા ? હવે એકે-એકને મારી નાખીશ.'

રત્નો શ્રાવક જુએ છે કે 'હાય ! આ તો દેવતા છે, ને ધાર્યુ કરે.'પરંતુ મારા પરમ ઉપકારી સઘનો એમ નાશ થતો કેમ જોઈ રહુ ?' એ તરત આગળ આવી દેવને શાત થવા બીજી સમજાુતી કરે છે છતા દેવ ન માન્યો એટલે કહી દે છે કે 'તુ મારો ભોગ લઈ લે અને સંઘને જવા દે.' દેવ મજાુર થયો, પણ અહી રત્ના શ્રાવકનો નાનો ભાઈ પોતાનો ભોગ દેવા આગળ આવ્યો, પત્ની આગળ આવી. પુત્ર આગળ આવ્યો, પણ રત્નો શ્રાવક કહે છે 'જાુઓ આ યાત્રિક સંઘનો મારા પર પરમ ઉપકાર છે, એમની કૃતજ્ઞતા બજાવવાનો આ મોઘેરો અવસર મળ્યો છે, તે હું કેમ ચૂકુ ?'

માથા પર સંઘ ઉપકારનો કેવોક ભાર ! આ ભાર હોય પછી સંઘપૂજા કરવામા શુ બાકી રાખે ? સંઘની હુફે ધર્મ થાય છે માટે સઘ ઉપકારી. આ એક રીતે સંઘ ઉપકારી.

(૨) સઘ બીજી રીતે ઉપકારી એમ, કે પ્રભુએ સ્થાપેલ ધર્મશાસનની પરપરા પ્રભુ પછી આજે પણ આપણા સુધી લાવી મૂકનાર હોય તો તે સંઘ છે ! આ પણ જેવો તેવો ઉપકાર નથી હો ! કેમકે પ્રભુ તો ધર્મશાસનની ઘણી મોટી બક્ષીસ કરી ગયા ! એમણે તો જબરદસ્ત અને અનન્ય અનુપમ ઉદારતા કરી ઉપકાર કરી દીધો, પરતુ એ ધર્મશાસનના માલને જો આગળ પહોચાડનાર ન હોત તો આપણા સુધી શુ એ આવત ? એ તો ચતુર્વિધ સંઘ જ લઈ આવ્યો ! પાંચમાં આરાને છેડે સઘનુ અસ્તિત્વ મટી જશે, તો એની સાથે પ્રભુના શાસનનો પણ પ્રવાહ બધ પડી જવાનો ! છઠ્ઠા આરામા શાસન નહિ ! એટલે આપણા સુધી તરણતારણ અનતકલ્યાણભર્યુ ધર્મશાસન પહોચાડનાર સઘ પણ મહાઉપકારી છે. એ ઉપકારની કૃતજ્ઞતા રૂપે સઘપૂજા, સંઘસેવા કરવી જ જોઈએ.

(૩) ત્રીજી રીતે સઘ ઉપકારી આમ, કે વળી સઘની પૂર્વભવે કોઈ સેવા આપણે કરી હશે, એના પુણ્યે અહી સારુ પામી રહ્યા છીએ એમ પણ બનવા સભવ છે તો આ સારુ પામવામા ઉપકાર સઘનો. સઘ હતો તો સેવાની આપણને તક મળી, અવકાશ મળ્યો કહો, સંઘસેવા આપણને કરવા દીધી, આપણી સેવા સ્વીકારી, તો જ પુણ્યાઈ ઊભી થઈ. માટે સઘનો એ રીતે મહાન ઉપકાર ગણાય.

આમ, વર્તમાનમા સંઘની હુફે અને પ્રેરણાએ આપણી ધર્મસાધના ચાલે છે, તેમજ શાસનનો અવિચ્છિન્ન પ્રવાહ આપણા સુધી લાવી મૂકનાર સંઘ છે, અને પૂર્વની સઘ-સેવાથી ઉપાર્જેલ પુણ્યાઈએ અહી સારુ મળ્યુ,.. આમ ત્રણ રીતે સંઘનો અગણિત ઉપકાર છે, તો આપણે નિમકહલાલ બની કૃતજ્ઞતારૂપે સઘની પૂજા કરવી જ જોઈએ આ તો કૃતજ્ઞતારૂપે સંઘસેવાની વાત થઈ

હવે સંઘ પૂજ્ય છે માટે એની સેવાની વાત કરીએ

***સંઘ પૂજ્ય શાથી :-***

સંઘ પૂજ્યછે, કેમકે સઘ તીર્થનો આધારછે, અને તીર્થ ખુદ તીર્થકર ભગવાનને પૂજ્યછે, 'નમો તિત્થસ્સ' કહીને પ્રભુ સમવસરણ પર બિરાજેછે, એવા તીર્થનો આધારભૂત સઘ પણ પૂજ્યછે. નંદીસૂત્રમા સંઘને સાગર, નગર, કમલાકર વગેરેની અનેક ભવ્ય ઉપમાઓ આપી એના સુદર ગુણ ગાવામાં આવ્યાછે. સંઘમાં તીર્થકર અને ગણધર સુધી બનનાર આત્માઓ હોયછે. અને 'પૂજ્યપૂજા-વ્યતિક્રમં.' અર્થાત્ પૂજ્યની પૂજાનું ઉલ્લઘન એ પાપરૂપછે, એ પાપથી બચવા માટે સંઘપૂજા એક અવશ્ય કર્તવ્ય છે

શાસ્ત્રકારો કહે છે, - સઘની પૂજા તમારી શક્તિ અનુસાર કરો, પણ અવશ્ય કરો ખરા  સાધુ-સાધ્વીજી મહારાજને બહુમાનપૂર્વક વિનતિ કરીને, કે 'ભગવન્ ! આપનો અમારા પર મહાઉપકારછે, અમને કઇક પણ સેવાનો લાભ આપો,' છેવટે એક મુહપત્તિ કે કંદોરો એમના ચરણે ધરવાનો. એમ શ્રાવક-શ્રાવિકાને બહુમાનપૂર્વક વિનંતિ સાથે ઘરે પધરાવી છેવટે જલપાન અને એકસોપારીનો ટૂકડો ધરી સઘપૂજાનુ કર્તવ્ય બજાવવાનું. આટલું તો કોના માટે ? અત્યંત ગરીબ હોય, નિર્ધન હોય, પોતાના પણ રોટલાની પૂરી કમાઈ ન હોય, એય આટલુ તો કરે. બાકી તો શક્ય ઉમદા ઉમંદા વસ્તુથી સઘ ભક્તિ કરવાની.

જાણો છો ને સંઘ તો પચીસમો તીર્થકર ગણાય છે. તીર્થકર ભગવાન પછી શ્રી સંઘ છે. સઘ પર હૈયામાં અથાગ કૃતજ્ઞતાભાવ રાખવા સાથે ભક્તિ બહુમાન દિલમા ઝળહળે અને એ કૃતજ્ઞતા એક યા બીજી રીતે ભોગ આપીને એમની સેવા-સન્માનના કાર્યરૂપે પ્રગટ થાય, તો જૈનપણાની પ્રતીતિ થાય. વર્ષમા ઓછામા ઓછુ એકવાર સંઘપૂજાનુ કર્તવ્ય બજાવવાનું તે આ સક્રિય-ક્રિયામા ભક્તિનુ કાર્ય છે, બાકી તો ભાવમાં ત્રણસો સાઈઠે દહાડા દિલમા સઘને ઊંચા ગૌરવનું સ્થાન આપવાનુ છે, સદા સંઘ પર પૂજ્યભાવ કૃતજ્ઞભાવ, ભક્તિ બહુમાનભાવ રાખવાનો છે.

એ હશે તો પહેલા નબરમા ક્યારેય સંઘનુ ઘસાતું બોલવાનુ, સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકાની નિદા કરવી સાભળવી, એમને ઉતારી પાડવા, તિરસ્કાર કરવો.. વગેરે આશાતના નહિ થાય. સઘની આશાતના અવગણના એ મહાભયકર પાપ છે, પરભવે બોધિ દુર્લભ કરનારુ અર્થાત્ ધર્મની શ્રદ્ધા જ ન થવા દેનારું પાપછે  માટે સઘપૂજાના કર્તવ્યમાં આ પહેલી વસ્તુ છે કે ક્યારે ય સઘની આશાતના નિદા, અનાદર, તિરસ્કાર ન થાય. જે પૂજ્ય છે, પૂજાને યોગ્ય છે, એમની આશાતના થાય જ કેમ ? અને થતા જાય તો તરત વિચારો કે 'પૂજાનુ જેમ ઈનામ મોટુ, તેમ આશાતનાની સજા કેટલી મોટી ?'

**સંઘપૂજાની રીત :-** સઘની આશાતના ટાળીને પૂજા, ભક્તિ બહુમાન કરવાના. સાધુ-સાધ્વીજી મહારાજની નિર્દોષ આહાર-વસ્ત્ર-પાત્રાદિથી ભક્તિ, એમની તપસ્યા વગેરેમા વિશેષ સત્કાર-બહુમાન, અને શ્રાવક-શ્રાવિકાને સત્કારપૂર્વક ઘરે પધરાવી ભક્તિ બહુમાનપૂર્વક વિશિષ્ટ જમણ અને પહેરામણી

કરવાની પોતાની કે પુત્રાદિની સાલગીરીછે, કોઈ ઉજવણીછે, લગ્ન પ્રસગછે, તેવા અવસરે શ્રાવક-શ્રાવિકાને નિમત્રણપૂર્વક તેડી એમની ભક્તિ-પૂજા થાય એમા શુ ભારે પડે ? ના, ઘાણ ભેગો ઘસરકો છે, અને વિષમય દુન્યવી મોહ-પ્રસગોમા આ સઘભક્તિ એ અમૃતવર્ષા થાયછે સંસારી જીવને વ્યવહારમા બેઠા આશ્રવના કાર્ય કરવા પડે છે, પરતુ એમા ધર્મ-કર્તવ્યને આ રીતે કરવાથી 'આશ્રવા તે પરિશ્રવા' કરી શકાય છે, આશ્રવનુ નિમિત્ત પામી પરિશ્રવ અર્થાત્ કર્મક્ષયકારી કાર્ય ખડા કરી શકાય છે

વાણિયો કોઈનુ કામ કરી આવે પણ એમા સ્વાર્થ સાધી લેવાનુ નહિ ચૂકે. તેમ અહી ભગવાનના શ્રાવક-શ્રાવિકા સંસારના કાર્ય એટલે પારકા કાર્ય માને, એમા પોતાના આત્મહિતના કાર્ય સાધી લેવાનુ ન ચૂકે અને ખર્ચમા બહુ ફરક નથી પડતો. પદર મેમાનને જમાડવાનાછે, ભેગા ૨-૪ સાધર્મિકની ભક્તિ કરો તેમાં શુ ખર્ચ વધી જાય ? લગ્ન પ્રસગ છે, પાઠશાળાના વિદ્યાર્થીઓની ભક્તિ કરો, કેટલી ભારે પડે ? ખાસ કાઈ નહિ; ને સઘ પૂજા જેવુ ઊચુ ધર્મકૃત્ય બજાવ્યાની હૈયે ખુશબો કેટલી તરવરે ! સઘપૂજા અને બીજા કર્તવ્યોને જીવનના પ્રસગે પ્રસગમા બધ બેસતા સાધી લેવાનુ લક્ષ જોઈએ, તો એ સસાર પ્રસગના તેવા ઝેર ન ચઢે; કેમકે ત્યા એ પકડમા આવી જાય છે.

અમદાવાદમા પૂર્વે જયુબીલી મીલમા એક સોળેક વરસની નાની ઉમરનો ભૈયો હતો, ભારે હિમતબાજ ! સાપ નીકળે તો લોકો પકડવા સાણસો ને લાબી લાકડી શોધે, આ ભૈયો સાપને સીધો એના ખીસામા બેસાડી દેતો. સાપ એને કરડે નહિ ? ના, આની હાથની હિમતભેર પકડ જ એવી કે સાપ સમજી જાય કે આ મારા માથાનોછે, જરાક વાકો ચૂકો થયો તો કચરી જ ઘાલશે ! બસ ધર્મકાર્યમા શ્રાવક આવો શૂરવીર હોય એના ધર્મકાર્યની પકડમા સાસારિક કાર્ય એવા ઢીલા ઢચ પડી જાય કે પેલા પકડાયેલા સાપની જેમ એના તેવા ઝેર ચઢે નહિ, તેવા કર્મબન્ધ ઊભા ન થાય પાપ કરે એટલે પાપ બધાય તો ખરા, પરતુ મદ રસવાળા.

આજનો યુગ વિલક્ષણ છે, પાપકાર્ય બહુ વધી ગયા ! પાપસાધનો ફાલ્યા ફૂલ્યા ! પહેલા રોટલી માટે લોટ નાની ઘટીના આરભથી તૈયાર થતો. આજે મોટી યાત્રિક ચક્કીથી, કપડા પહેલા શાળ પર તૈયાર થતા, આજે મોટી મીલોના યત્રોથી વેપાર એવા જ કાપડ પર ને ? આવા વિલક્ષણ પાપયુગમાં પાપથી આત્માનો કઈક પણ બચાવ કરવો હોય તો આ રસ્તો છે મથાળુ ધર્મનુ બાધો, સરવાળે ધર્મમા ઉતારો.

મથાળુ ધર્મનુ એટલે ? આ જ કે દા ત કોઈ સાસારિક લફરામા કોર્ટકેસ કરવાનો છે, યા મકાન રીપેર કરાવવાનુ છે, એમા હજાર બે હજાર રૂા નો ચાલ્લો છે તો તે કરતા પહેલા સઘપૂજા-સાધુ-સાધ્વીની ભક્તિમા કાક ખર્ચવાનુ યા યોગ્ય શ્રાવક-શ્રાવિકાને પહેરામણી, પાઠશાળામા પ્રભાવના, વ્રતધારીને

લાણી, એવુ કાંઈક કરી લેવાનુ, ભલે ૫-૫૦-૧૦૦ રૂપીયાના ખર્ચ થાય. આ મથાળુ ધર્મનુ બાંધ્યું.

'ધર્મસંગ્રહ' શાસ્ત્રમાં લખ્યું કે શ્રાવક પંચ નમસ્કારાદિ મગળ કરીને અર્થચિંતા કરવા જાય, અર્થાત્ આજીવિકા કમાવવા જાય. આજીવિકાનો ધંધો એ ધર્મકૃત્ય નથી. આરંભસમારંભ પરિગ્રહનુ કાર્ય છે. ત્યાં પહેલાં મથાળે ધર્મમંગળ શા માટે ? શું પૈસા વધારે મળે એ માટે ? ના, શાસ્ત્રકારે ત્યાં કારણ એ લખ્યું કે ધર્મ-પુરુષાર્થ એ સર્વ પુરુષાર્થમા પ્રધાન છે માટે શ્રાવકના મનમાં આ બેઠુ જ હોય છે એટલે કોઈ પ્રવૃત્તિ કરતાં ધર્મને મુખ્યતા આપવાની. પાપની ક્રિયા સાપ છે. તેનુ મોઢુ દબાવવાની કુશળતા એટલે આ ધર્મમંગલની પ્રવૃત્તિ છે. ચાલુકામ-ખાતાં, પીતાં, બહાર જતાં, ઘરમાં પેસતાં, સૂતાં, ઊઠતાં.....બધે જ પહેલું નવકારસ્મરણ. આ ધર્મનુ મથાળું. એમ વિશેષ પ્રસંગમાં પહેલી સઘપૂજા. ત્યારે,

સરવાળે ધર્મમા ઉતારવાનું એટલે શું ? એ જ કે દુનિયાદારીના કાર્ય પતતાં એનાં ઝેર આત્મામાં ન વ્યાપી જાય, અર્થાત્ પાપની અનુમોદના, પાપકમાઈ પર મોહ, પાપપ્રવૃત્તિ પર રાગ અને હર્ષ ન જામે, એ માટે છેવટે ધર્મપ્રવૃત્તિ ઊભી કરી દેવાની. દિવસ રાતના અંતે પ્રતિક્રમણ શું ચીજ છે ? આ જ કે સરવાળે ધર્મમાં ઉતારવાનુ. આઠ આનાનું દૂધ લઈ આવ્યા, આનો બે આના નાખો શુભની પેટીમાં. છ આનાનુ શાક લીધું, સાથે આનાના પ્રભુપૂજા માટે ફૂલ લઈ લો. એમ દરેક ખર્ચમાં સાથે ધર્મનો ખર્ચ હોય, તો પેલાના એવા ઝેર ન ચડે. એવું જ બહાર ફરવા જઈ આવ્યા, તો સાથે મદિરમાં દર્શન અને ગુરુમહારાજનો સત્સંગ કરી લો.

બસ, આ રીતે સઘપૂજા કા મોખરે, કાં સાથે કે અતે પણ ગોઠવી દેવાની; પછી એ ભલે કોઈને કોઈ રૂપે હોય. આજ તપસ્વીઓને તેડ્યા છે, તો વળી બીજા અવસરે બ્રહ્મચારીઓને પ્રભાવના કરી છે. ત્યારે કોઈ મુમુક્ષુ દીક્ષાર્થી છે એનાં વિવિધ સન્માન કર્યા છે. યાત્રિક સંઘ આવ્યો છે તો એની શક્તિ અનુસાર ભક્તિ-સન્માન કર્યા છે. આવા આવા સંઘપૂજન ચાલ્યા કરે.

**આભુ સંઘવી :-**

થારાપદ્રનગરમાં શ્રીમાલી આભુ સંઘવી થઈ ગયો. સાધર્મિક વાત્સલ્યનો નિયમ છે એને. એ વાત ઝાઝણશાએ સાંભળી. પરીક્ષા માટે બત્રીસ હજાર સાધર્મિક સાથે એના ઘરે ચૌદશના દિવસે જ જઈ ચઢે છે. આભુ પૌષધમા છે, પણ એનો નાનો ભાઈ જિનદાસ એવો જ વિવેકી છે. સંઘ આંગણે આવ્યો છે એ મહાન અહોભાગ્યનો વિષય છે માની સ્વાગત કરી સંઘના દૂધે પગ પખાળે છે.

પછી ભાઈને પૂછે છે 'કેવી રીતનું કરવાનુ ?'

આભુ કહે છે 'પૂછવાનુ હોય ? સઘ સેવા ફરી ફરી ક્યા મળે ? સોના-ચાદીના થાળમા ભક્તિ કરવાની !'

પ્ર શુ સમજતા હશે એ પૈસાને ? 'હે ? વગર જરૂરે વગરલેવાદેવાએ ખાલી પારખુ કરવામા આટલો બધો ખર્ચ કરાવ્યો ?' એવા વિચારે મન બગડે નહિ ?

ઉ ના, એવા પારખાના ખર્ચને પણ એ પૈસાનો બગાડો નહોતા સમજતા, કેમકે એ ખર્ચની પ્રવૃત્તિ વખતે ચિત્તના પરિણામ નીતરતા શુભ અધ્યવસાયરૂપ હતા, છલોછલ સઘભક્તિના ભાવભર્યા હતા ! વળી ભલે સામાને મન પરીક્ષા, પણ પોતાને મન તો એ નિમિત્તે જ શુદ્ધ સઘપૂજાના ભાવથી તન-મન-ધનનો અમૂલ્ય ભોગ આપવાનો લાભ મળ્યો હતો. એટલે એ બધુ કેવળ ઊંચા ધર્મપુરુષાર્થનુ કાર્ય હતુ, તો ધર્મપુરુષાર્થમા લેશ પણ અફસોસી શાની હોય ? એમા પૈસા ખરચાયા એ તો લેખે લાગી ગયા, પણ બગડ્યા ન કહેવાય પૈસા ખરચત નહિ તો એ ઊચા ભાવ, ઊચી ભક્તિ ક્યાથી જાગી શક્ત ?

બાકી તો પૈસાની શી વિસાત ? સસારમા ખરચાઈને રાગ, મોહ, સ્નેહ, મદ વગેરે પાપભાવને પોષે છે. એ માટે રાખી મૂકેલા પૈસાથી શુ ખુશી થવાનુ કે જેથી ધર્મકાર્યમા ખર્ચ નકામો થઈ ગયાનો વિચાર આવે છે ?' ધર્મી આત્માઓ આ સમજતા હોય છે એટલે પૈસા રાખી મૂક્યા કે સચવાઈ રહ્યાની બહુ કિમત ગણતા નથી માટે જ ધર્મકાર્યમા ઉદાર બન્યા રહે છે.

ઝાઝણ આભુને કહે છે · 'આપ મહાભાગ્યશાળી છો કે આપનામા આવી ઉદારતા છે !'

શુ થયુ આ ? ઝાઝણના દિલમા હમેશના માટે એક જબરદસ્ત ગુણાનુમોદના સુકૃતાનુમોદના ઊભી થઈ ગઈ. અને ઝાઝણ કોણ ? પેથડશાહનો પુત્રરત્ન ! એવા એના એકના દિલમા અનુમોદના થઈ તો એ પોતાને ય કેઈ સુકૃતોની પ્રેરણા આપે અને બીજા કેટલાયને અવસરે ગુણાનુવાદ તથા ધર્મસ્ફુર્તિમા જોડે ! કહો આમા પૈસા બગડ્યા કહેવાય ? તો આ બધુ શાના પર ? આભુના સઘપૂજામા ઉદાર ધનવ્યય ઉપર. એ ધનવ્યય પણ વિવેકભર્યો ! સઘની પૂજા કરવાની, પૂજા શાને કહેવાતી હશે ? માત્ર લાડવા જમાડી દેવાને ? તે ય ચીકણી મેલી થાળીઓમા ? ધૂળમા બેસાડીને ? પીરસણ પણ શુ એવી રીતે કે જમનારને ભય રહે કે 'રખેને ફરી પીરસવા આવશે કે નહિ માટે સારી પેઠે થાળીમા મુકાવો,' એમ ? ઝાઝણના સઘની કેવી ભક્તિ થઈ એ જોયુ ને ?

એવી **વસ્તુપાલની સંઘપૂજા** જુઓ વિ સ ૧૨૮૬ની આ વાત છે નાગપુરના સુલતાનના આદેશથી ત્યાના પુનડ નામના શ્રાવકે શ્રી સિદ્ધગિરિનો સઘ કાઢ્યો એમા કેટલા તો રાજાઓ ! ૧૮૦૦ ગાડા ! હજારો યાત્રિકો ! કેટલીય ભાતની સગવડ ! ભગવાનની ભક્તિ કરવા જવુ છે પરતુ ભગવાનના સઘની ઉમદા ભક્તિ કરતા કરતા જઈએ તો ભગવાન ઉપર સાચા ભાવ ખૂબ વધી જાય પછી એના પર જે પ્રભુભક્તિ થાય તે ઓર જ ! સઘની ભક્તિ, - સઘ જિનનો

છે, જિને પૂજ્ય કહ્યો છે, માટે થાય છે, તેથી એ સઘભક્તિ જિનભક્તિમા પરિણમે છે. સંઘભક્તિ મહાન કર્તવ્ય લક્ષમા હોય તો સાધારણ ખાતામા સારી રીતે ખર્ચવાનુ બને; એ સમજથી કે 'આનાથી મારા જિનના ભક્તને સારી સગવડ થવાને લીધે એ મારા જિનની ભક્તિ સારી કરશે ' આમ સાધારણ ખાતામાં ભક્તિ એ જિનભક્તિમા પરિણમે! પુનડ માર્ગમા વિચારે છે કે 'જો ધોળકાનો રાજા યાત્રા પર કર લેતો હોય, તો એમ પૈસા બગાડવા કરતા ધોળકાનો રસ્તો છોડી ભલે ચાર-મુકામ ફેરનો રસ્તો લેવો જેથી એ પૈસા તીર્થભક્તિ-સંઘભક્તિમાં લેખે તો લાગે.' એમ વિચારી પુનડના સઘે કોઈ કરવેરા કે એવા હિસાબે રસ્તો એવો લીધો કે ધોળકા ન આવે  વસ્તુપાલને ખબર પડતા આઘાત લાગ્યો કે 'અરે ! આવો કલ્યાણસંઘ મારા આગણે નહિ ? કેવો હુ કમભાગી ? પણ સઘને એમ કેમ જવા દેવાય ?' તરત જ સંઘને નિમત્રણ કરી ધોળકામા પાવન પગલાં કરાવવા માટે નાનાભાઈ તેજપાળને સામો મોકલ્યો. એણે જઈને પુનડને પ્રણામ કરી આગ્રહભરી વિનતિ કરી, કરવેરો વગેરે કાઈ જ ભાજગડ નથી એની ખાતરી આપી, અને ધોળકા પધારવાનુ મજૂર કરાવ્યુ.

વસ્તુપાળને હવે હરખનો પાર નથી ! સંઘની ચાતકની જેમ રાહ જુએછે. સંઘ આવી પહોચ્યો. વસ્તુપાલ સામૈયા સાથે સામે લેવા જાયછે. સઘ સામેથી આવી રહ્યો છે, એની ધૂળ ઊડી પવનથી એક બાજુ ફુકાઈ રહી છે, અને વસ્તુપાલ એ જ બાજુએ ચાલી રહેલ છે.

ત્યારે સેવકો કહે, - 'સ્વામી ! આ બાજુ ધૂળ ઊડી રહી છે, તો પેલી બાજુ પધારો.

વસ્તુપાલ કહેછે, 'અરે, મહાનુભાવો ! આ તો સઘના ચરણથી પાવન થયેલી રજછે, એનો સ્પર્શ મહાન પુણ્યોદય હોય તો જ મળે ! બાકી તો આ જીવે ધૂળ ઘણી ય ખાદીછે  પણ એ ધૂળ અંતે ધૂળ ફકાવનારી ! સઘની રજનો સ્પર્શ કર્મરજના થોકેથોક ઉડાડી મૂકે. એવા આપણા અહોભાગ્ય ક્યાંથી કે એ આપણને મળે !'

કોણ બોલે છે આ ? મહાગુજરાતનો મંત્રીશ્વર ! સઘને શુ સમજતા હશે ? 'સસારથી તારણહાર ! મોક્ષનો સથવારો ! પુણ્યનું ગાડુ ! રત્નોની ખાણ !' આવો સઘ મળ્યા પછી એની પાસેથી કમાઈ લેવામા શુ કામ બાકી રાખે ?

સંઘ પૂજ્યછે, પૂજ્યની ચરણરજ લેવી એ પણ પૂજ્યની પૂજા જ છે. સઘપૂજાના અનેક પ્રકારછે. હજી આગળ અહી વસ્તુપાળના પ્રસગમાં જુઓ, બીજા પ્રકાર જાણવા મળશે

વસ્તુપાળ આગળ વધ્યા આચાર્ય મહારાજ અને મુનિ મહારાજો મળ્યા. ખૂબ ભાવપૂર્વક વદના કરી, સુખશાતા પૂછી, દર્શનાદિનો મહાન લાભ આપ્યો એની કૃતજ્ઞતા પ્રદર્શિત કરી. પછી આગળ સઘપતિ પુનડ મળે છે. અત્યત હર્ષોલ્લાસ સાથે વસ્તુપાલ પુનડને જોરથી ભેટી પડે છે ! ધન્યવાદ આપે છે ! કુશળ

પૂછવાપૂર્વક પ્રિય વાર્તાલાપ કરે છે  યાત્રિકોનુ કુશળ પૂછે છે  આ બધુ સઘપૂજા, સઘભક્તિ છે. મન પર સઘનુ વિશિષ્ટ ગૌરવ તરવરતુ રહેવુ જોઈએ

સઘને ગામ બહાર તળાવના કાઠે ઉતારો આપવામા આવ્યો  રાત્રિના વસ્તુપાલ ભાવનામા ચઢે છે, 'અહો ! મારા ઘરના આગણા શ્રી સઘના ચરણકમળની રજથી પાવન ક્યારે થશે !' હવે તો સવારે જ સઘનો પ્રવેશ છે, ક્યા લાબુ છે ? પરતુ મહા લાભની આતુરતા એ ઝંખના ઊભી કરે છે. સવાર પડી, ધામધુમ પૂર્વક સઘનો પ્રવેશ કરાવ્યો  હવે મડપ આગળ વસ્તુપાલ થાળ, પાણી અને કકાવટી લઈને બેસે છે, અને દરેકે દરેક યાત્રિક ચાહ્ય ધનિક કે નિર્ધન, બુઢ્ઢો કે બાળ, દરેકના એ પગ ધુએ છે, અને કપાળમા તિલક કરે છે ! કોણ કરે છે ? કરોડો રૂપિયાનો માલિક મહાસત્તાધીશ મંત્રી !

જૈનશાસનની બલિહારી છે કે જ્યા સમ્રાટ ચક્રવર્તી પણ અકિચન મુનિના ચરણે ઝુકે છે ! જ્યા મહાશ્રીમત માનવો ય સંઘની પૂજાભક્તિ કરે છે ! જ્યાં આવા મત્રીશ્વર સંઘના ચરણ પખાળવા બેસી ગયા !

એ વિશાળ સઘમા માણસો કેટલા ? હજારો ! કેટલા કલાક ? મધ્યાન્હ થવા આવ્યો, સૌ વિમાસણમા પડ્યા, તેજપાલ આવીને કહે છે,

'ભાઈ ! ઊઠો ભોજનનો સમય થઈ ગયો છે  પધારો જમવા '

વસ્તુપાલ ઉત્તર કરે છે, 'મહાનુભાવ ! એવુ ન બોલ, આવો અવસર તો મહાપુણ્યે મળે.'

તેજપાલ કહેછે, – 'પણ ગુરુમહારાજનુ કહેવુ છે કે જેના પર કુળનો આધાર હોય તેવા પુરુષની ખૂબ પ્રયત્નથી રક્ષા કરવી. પૈડાનુ વચલુ તુંબ નાશ પામે તો આરા કોના આધારે રહે ? તમે આધાર છો, એટલે બહુ તાણવુ ન જોઈએ. '

મત્રી વસ્તુપાળે જવાબ દીધો ' અરે બધુ ! આજે તો પિતાજીની આશા સફળ થઈ; માતાના આશીર્વાદરૂપી દીવો પૂર્ણ ઝળકી ઉઠયો કે જરાય ખેદ પામ્યા વિના યુગાદિદેવના આ સમસ્ત યાત્રિકસઘની પૂજા કરવા પામુછુ ! મને કોઈ જ થાક કે ખેદ નથી  માટે મારા થાકી જવાની કોઈ કલ્પના ન કરીશ.' સઘનો યોગ મળ્યો છે તો એની પૂજા કરવામા વસ્તુપાલને કેટલો બધો હર્ષોલ્લાસ ! પૂજા પણ કેવી રીતની ? હજારોની ધૂળ લેવાની ! હજારોના એકેકના ચરણપ્રક્ષાલનની ! જીવનમા કદાચ આવુ ભલે એકાદવાર બની શકે, પરતુ દર વર્ષે એના પ્રમાણમા કઈંકે એક વારે તો કરી શકાય ને ?

સઘપૂજામા ભવસાગરથી પાર ઊતરવા સાધુ-સાધ્વીજીને જાણે યાન સમાન પાત્ર, વસ્ત્ર વસતિ (મુકામ) વગેરેનુ દાન કરવાનુ; ને શ્રાવક શ્રાવિકાને તો ઉત્તમ અલકાર, ઉત્તમ વસ્ત્ર, કામળી, દુપટ્ટા, સુવર્ણાદિના તિલક, રોકડ સોનૈયા-રૂપિયા વગેરે, ઉત્તમ જમણ, તાબૂલ વગેરેનુ દાન કરવાનુ. અલબત્ત દાનપૂજા પોતાની શક્તિ ઓળગીને નહિ, છતા એ પણ ખરુ કે શક્તિ ગોપવીને ય નહિ, કહો સર્વશક્તિ ખરચીને સઘપૂજા કરવાની

સઘના સન્માન પૂજા શા માટે ? શાસ્ત્ર કહે છે,

पंच परमिट्ठि रयणाइं बहुमुल्लाइं जस्स मज्झम्मि । उप्पज्जन्ति सया वि हु स संघरयणायरो जयउ ॥

અર્થાત્ જેમાં પચપરમેષ્ઠીરૂપી બહુમૂલ્ય રત્નો ઉત્પન્ન થાય છે, એવો સઘસમુદ્ર (રત્નાકર) હમેશાં જય પામો. અરિહત, સિદ્ધ, આચાર્ય વગેરે પરમેષ્ઠી સંઘમાંથી જ પ્રગટ થાય છે ને ?

સંઘ તો પચીસમો તીર્થંકર કહેવાય છે.

આચાર્ય-ઉપાધ્યાય-સાધુ-સાધ્વી શ્રાવક-શ્રાવિકારૂપી સંઘ ક્રિયા-જ્ઞાન-દર્શન-દાન-શીલ-તપ વગેરેની આરાધના કરવા દ્વારા મોક્ષ માટે ઉદ્યમ કરે છે.

આરાધનાને કહેનાર શાસ્ત્ર છે, પરતુ આરાધનાનો આશ્રય સંઘ છે. તેથી એ ધર્મક્રિયા, એ જ્ઞાનસાધના આદિ જેમ પૂજ્ય છે, તે જ પ્રમાણે એનો આશ્રયભૂત એ આરાધક સઘ પણ પૂજ્ય છે.

મહર્ષિઓ સંઘને પરમતીર્થ કહે છે, કહ્યુ છે

' तीर्थ प्रथमगणधरो ' चतुर्विध श्रीसघो वा '

તીર્થ પહેલા ગણધર અથવા ચતુર્વિધ શ્રી સઘ છે.

શાસ્ત્ર કહે છે, - 'પુત્ર-જન્મ, વિવાહ, વગેરે મંગળ તો ઘરે ઘરે હોય છે, પરંતુ ભાગ્યશાળી મનુષ્યોને ઘેર શ્રી સઘપૂજાદિ મગળ હોય છે.'

'જેના ઘરને શ્રી સઘે સહર્ષ સ્પર્શ કર્યો, તેના આગણે તો સુદર સુવર્ણની ધારા વરસી ! તેના ઘરની અદર રત્નનિધાને પ્રવેશ કર્યો ! તેના ઘરને વિષે કલ્પવૃક્ષની લતા ઉગી !' શી રીતે ? આમ, કે શ્રી સઘના ઘરે પગલા થવાથી ચિત્તમા એટલા બધા આલ્હાદમય શુભ અધ્યવસાયની ભરતી ચઢે છે, તથા ઊછળતા ભાવોલ્લાસથી સઘપૂજા થાય છે, કે એ બધાના ફળમા દ્રવ્યરત્ન-ભાવરત્નના નિધાન પ્રગટે છે ! ઈચ્છિત સહજમા આવી મળે છે !

વસ્તુપાલ દર વર્ષે ચતુર્વિધ શ્રી સઘની સર્વ શક્તિથી ત્રણવાર પૂજા કરતા ! શ્રાવકોના લલાટ છત્રીસ હજાર સુવર્ણમય રત્નના તિલકથી ભક્તિપૂર્વક અલંકૃત કરતા !

શ્રી સઘ અને સઘપૂજાનુ આવુ બધુ મહત્ત્વ સમજી પ્રતિ વર્ષ ઓછામા ઓછું એકવાર, શક્તિ ખર્ચીને આ કર્તવ્ય અવશ્ય બજાવવું જોઈએ.

------x------x------x------

## (૨) સાધર્મિકભક્તિ

હવે સાધર્મિકભક્તિ નામનું બીજું વાર્ષિક કર્તવ્ય જોઈએ. 'સાધર્મિક' એટલે સમાન ધર્મવાળા, સાધુ-સાધ્વીજીના સાધર્મિક સાધુ-સાધ્વીજી; અને શ્રાવક-શ્રાવિકાને સાધર્મિક તરીકે શ્રાવક-શ્રાવિકા એમની એમણે ભક્તિ કરવાની, તે સાધર્મિકભક્તિ કહેવાય.

શાસ્ત્ર કહે છે - આ જગતમા બીજા બીજા સબધી તો ઘણા મળે, ઘણીવાર મળે; પરંતુ સાધર્મિકનો મેળાપ થવો એ દુર્લભ છે; કેમકે પહેલો તો મનુષ્ય ભવ જ દુર્લભ ! એમા વળી આર્ય-દેશ, આર્યકુળ મળવા કઠિન ! ત્યા પણ જૈનધર્મનો સંયોગ મહાદુર્લભ. એ સયોગ થાય પછી સાધર્મિકનો સબંધ મળે

સાધર્મિકની દુર્લભતા ઉપરાત એનો સમાગમ મહાપુણ્યદાયી હોવાથી એ મહામૂલ્ય પણ છે. શાસ્ત્ર કહે છે,-

एगत्थ सव्वधम्मा, साहम्मिवच्छलं तु एगत्थं । बुद्धि-तुलाइ-तुलिया, दोविज्ज तुल्लाइं भणियाइं ॥

'બુદ્ધિરૂપી ત્રાજવાના પલ્લામા એક બાજુ સર્વ ધર્મ અને બીજી બાજુ સાધર્મિક વાત્સલ્યનો ધર્મ મૂકો. બને પલ્લા સમાન ઉતરશે.'

શું આ અતિશયોક્તિ છે ? ના, એનુ રહસ્ય જુઓ તો વાસ્તવિક કથન લાગશે. પણ રહસ્ય વિચાર્યા વિના શાસ્ત્રકારોના કથન ઉપર 'આ તો કઈ નહિ !' એમ કરી ચાલ્યા જવુ, અથવા 'હશે ભાઈ !' એમ કહેવુ, એ જ્ઞાનાવરણ કર્મ બાધવા અને મિથ્યાત્વને નોતરવા જેવું છે. તમને લાગતુ હશે કે 'આપણે કાઈ આવુ કરતા નથી, આપણે તો શાસ્ત્રવચન બરાબર માનીએ છીએ,' પરતુ જરા એટલુ તપાસજો કે જો જાતના બધા ધર્મની હારોહાર 'એકબાજુ રામ એકબાજુ ગામ'ની જેમ સાધર્મિક વાત્સલ્યનો ધર્મ ઊભો રહે છે, ને એવુ બરાબર હૈયે જચતુ હોય, તો એટલા ગજબ મહાન સાધર્મિકવાત્સલ્ય કરવા માટે દિલ કેટલુ ઉછાળા મારતુ રહે છે ? કેમકે એની સાધનામા બીજા ધર્મોના સમૂહની સાધનાની સમાનતા દેખાઈ રહી હોય છે!

શાસ્ત્રવચનની શ્રદ્ધાનુ આ પારખુ છે કે એના બતાવેલ મહાન લાભકારી અનુષ્ઠાન કે સ્થાન પર દિલ પુલકી ઉઠે ! એ સેવવાની આતુરતા જાગે ! એમા ય વળી લાભ ઉચો અને કષ્ટ થોડુ, એવી વસ્તુ હોય ત્યા તો એકદમ ઉમળકો જાગી જાય કે 'અહો ! આટલો બધો લાભ છે ? તો લાવ ને, ઝટ આચરી લઉ !' બજારમા લિલામનો કે એવો કોઈ રૂા સોની કિમતનો માલ પંદર રૂા મા વેચાતો દેખાય તો મનને ઝટ ખરીદી લેવાનો

વલવલાટ જાગે છે ને ? તેમ અહી કષ્ટથી સાધી શકાય એવા તપ, દેવભક્તિ, ક્ષમા, દયા, દાન, શીલ વગેરે અનેક ધર્મના જાુથની એકલો હરિફાઈ કરે એવો સાધર્મિક વાત્સલ્ય ધર્મ દેખાય, તો એને સાધી લેવા માટે દિલ શુ ઊછળી ન પડે ! પરતુ વાત એ કે દિલને એ દેખાવુ જોઈએ. તે શાસ્ત્રવચન પરની અથાગ શ્રદ્ધાથી બને

એવી રીતે, શ્રદ્ધા હોય તો શાસ્ત્રવચને બતાવેલ મહાનુકશાન મહા અનર્થકારી વસ્તુ જણાય. એમા દિલ ચોકી ઉઠે ! અને ગભરામણથી એમ થાય કે 'કેમ હુ આનાથી બચુ '

શ્રદ્ધા જો આ ન કરાવે (૧) થોડા જ કષ્ટમા મહાલાભ દેનારા સ્થળે ઉમળકો ન કરાવે, અને (૨) અલ્પ તાત્કાલિક લાભ પરિણામે ભયકર અનર્થકારી નીવડતા દેખાડી, એવાથી મહાગભરામણ ન કરાવે, તો શ્રદ્ધા શી ?

*માનવ ભવનું પહેલું કર્તવ્ય :-* માનવભવ અને અનતકલ્યાણદાયી જિનશાસન પામીને આ પહેલુ કરવાનુ છે કે ભગવાનના સ્વરૂપને પરખી એમના વચન પર આવી અથાગ શ્રદ્ધા ઊભી કરીએ, કે જે મહાલાભદાયી કહેલી વસ્તુમા સાધવાનું દિલ ઉછળે અને મહાઅનર્થકારી બતાવેલી વસ્તુમા મહાગભરામણ કરાવે, દિલ ઉભગાવી નાખે. માટે જ જ્યારે સાધર્મિક વાત્સલ્યને અન્ય સર્વ ધર્મોના જાુથની સમાન બતાવવામાં આવે છે, તો એ આરાધવાનું દિલ ઉછળવુ જ જોઈએ. અસ્તુ, પણ,

**સાધર્મિક-વાત્સલ્યધર્મ અન્ય ધર્મ-સમૂહની સમાન કેમ ? :-**

આજના બુદ્ધિપ્રધાન યુગમા શ્રદ્ધા કરવા માટે તર્કબુદ્ધિ જોઈતી હોય છે, રહસ્ય છે તે આ, કે સાધર્મિકવાત્સલ્ય પાછળ પોતાના અતરમા સાધર્મિક પર નિર્મળ નિ સ્વાર્થ પ્રેમ અને એના ગુણો પર બહુમાન તથા અનુમોદના ભારોભાર છે. એટલે સાધર્મિકની ભક્તિ કરવામા એ પ્રીતિ-બહુમાન-અનુમોદના રચનાત્મક બને છે. શાસ્ત્ર કહે છે 'કરણ, કરાવણ ને અનુમોદન સરિખા ફલ નિપજાવે,' ભક્તિ કરીને સામાને અનેક ધર્મ કરવાની અને ગુણો મેળવવાની ગર્ભિત પ્રેરણા પણ કરીએ છીએ; એ કરાવવાનુ થયુ, તેમ અનુમોદન તો છેજ. આથી લાભ એ બધા ધર્મ કર્યા બરાબર મળે છે. વળી આપણે કરેલી ભક્તિના ઉપર એ સાધર્મિક વ્રત સામાયિક જિનભક્તિ આદિ અનેક ધર્મ તથા ગુણ આરાધશે. સારાશ, સાધર્મિકમા અનેક દાન-શીલાદિધર્મ હોય છે તો સાધર્મિકની ભક્તિ કરી એટલે એ બધા ધર્મોની ભક્તિ થઈ, ને ધર્મોની ઉછળતા દિલથી ભક્તિ-અનુમોદના એ તે ધર્મો સાધ્યા

બરાબર લાભ આપે એટલે કહેવાય છે કે બીજા બધા ધર્મોની સામે સાધર્મિકવાત્સલ્ય-ધર્મ સમાન ઉતરે બીજુ પણ કારણ છે

પ્રભુને અને પ્રભુએ ફરમાવેલા ધર્મને જો ખરેખર માનતા હોઈએ તો એમ થાય કે 'પ્રભુનો એ માલ ખૂબ પ્રચાર પામો, એના ગ્રાહક બહુ વધો,' અને એના ગ્રહણ કરનારા દેખાય ત્યા પ્રેમ ઉભરાય આપણા અગત વેપારી મિત્ર પર જો આપણને બહુ પ્રેમ છે, અને એનો માલ સારો છે, તો એ ખરીદનાર પર પણ આપણને પ્રેમ થાય છે અહી સાધર્મિક પ્રભુના માલના ગ્રાહક છે તો એમને જોઈને હૈયુ ઉછળી પડે, એમની તન-મન-ધનથી ભક્તિ કરવા ઉજમાળ બનાય

**સાધર્મિકોમાં ભાવી તીર્થકર-ગણધર વગેરે :-**

જોવા જેવુ છે કે આજે આપણે નથી જાણતા, પરતુ એ સાધર્મિકોમા કોઈ ભાવી તીર્થકરના જીવ હશે ! ગણધરના જીવ હશે ! કોઈ મહાસાધક મુનિ બનનારા હશે ! તો કોક વળી જબરદસ્ત શાસન પ્રભાવના કરનાર રાજા કુમારપાળ, મંત્રી વસ્તુપાળ જેવા મહાશ્રાવક થનાર હશે ! એના બીજ આજની એમની ધાર્મિકતામા પડેલા છે, એટલે મનમા કલ્પના કરીએ કે 'સભવ છે સાધર્મિકોમાથી આવા તીર્થકરાદિ મહાપુરુષ થવાના હોય ! તો લાવ, ભક્તિ કરૂ જેથી એ ભાવી તીર્થકર ગણધર વગેરેની ભક્તિ કર્યાનો લાભ મળે.' સાધર્મિક-ભક્તિ કરવામા આ પણ મહાન લાભ છે, એટલે બીજા ધર્મસમુહની સમાન કહેવાય છે.

ત્યારે પૂછવાનુ મન થાય કે તો પછી મિથ્યાદૃષ્ટિમાય કોક લાબે જઈને તીર્થકર ગણધર, મુનિ કે મહાશ્રાવક થવાના હોય એય સભવ છે, તો પછી મિથ્યાદૃષ્ટિની ભક્તિ કરીએ એમા એ લાભ કેમ નહિ ?

એનો ઉત્તર આ છે કે, લાભ એટલા માટે નહિ કે મિથ્યાદૃષ્ટિનુ વર્તમાન જીવન ખોટુ છે, તેથી ભક્તિ કરવામા મિથ્યાત્વની પુષ્ટિ થાય છે, મિથ્યાત્વને સમર્થન મળે છે મિથ્યાત્વની પુષ્ટિ-સમર્થન, પેલા ભાવી ઉત્તમ પુરુષની ભક્તિના લાભને ખાઈ જાય છે ! ભરત ચક્રવર્તીએ મરીચિને વદના કરી હતી ત્યા જાહેર કર્યુ હતુ કે 'હુ આ તારા ત્રિદડિક વેશને નથી વાદતો, હુ તો છેલ્લા તીર્થપતિ મહાવીરસ્વામીને વદુ છુ.'

બાકી સાધર્મિક તો પ્રભુને, ને પ્રભુના શાસનને માનનારો છે, (૧) શાસનરથનુ પૈડુ છે, ભગવાનના કાળથી માડીને સાધર્મિકરૂપી પૈડા ઉપર

શાસનરથ આજ સુધી ચાલી આવ્યો છે. (૨) વળી સાધર્મિકમાં અનેક ધર્મ તથા ગુણો છે, માટે એ ભક્તિપાત્ર છે. (૩) વળી સાધર્મિકમા ભાવી તીર્થંકરપણા વગેરેના બીજ પડેલાં છે. (૪) વળી સાધર્મિકને માનનારો એજ પ્રભુને માનનારો કહેવાય છે માટે પણ એ સાધર્મિક ભક્તિથી એની ઉપબૃંહણા સ્થિરીકરણ થાય છે. આ બધા મહાન કારણોના હિસાબે સાધર્મિકભક્તિ ખુબ ઉલ્લાસથી શક્ય સર્વ ભોગ આપીને કરવી જોઈએ.

**સાધર્મિક ભક્તિના અનેક પ્રકાર તથા દૃષ્ટાન્તો**

(૧) સાધર્મિક ભક્તિ કરવા માટે પહેલા નંબરમાં સાધર્મિક પ્રત્યે મહાન આકર્ષણ ઊભું કરવું, એમના પર આપણા હૈયામાં માતા, પત્ની, ને પુત્ર કરતાં પણ અત્યધિક હેત ઊભરાવવું, મમત્વ અને બહુમાન ધરવું. સાધર્મિકને જોતા જ મુખ પર ભારે પ્રસન્નતા, વાણીમા પ્રેમ-સ્વાગતના શબ્દ અને નવા આગન્તુકને આલિગન કરવું. આ સાધર્મિકભક્તિ છે. સાધર્મિકભક્તિનો પાયો છે.

**પેથડશાની સાધર્મિકભક્તિ :-**

સાધર્મિકના આકર્ષણ-હેત-મમત્વ-બહુમાન કરવામાં પેથડશાને યાદ રાખો. માડવગઢનાં એ મહામંત્રી નગરમા કોઈ નવો સાધર્મિક જૈન બધુ બહારથી આવેલો જુએ કે તરત હાથીના હોદ્દેથી પણ નીચે ઊતરી પડતા, અત્યત પ્રસન્નતા દેખાડી હાથ જોડી પ્રણામ કરી એકદમ એને ભેટી પડતા ! પેલો ધૂળભર્યા કપડે ય હોય, આ સ્વચ્છ કિમતી વસ્ત્રવાળા, છતા ભેટતા કોઈ બીજો વિચાર નહિ. સકોચ નહિ ! દિલમાં પ્રભુશાસનના કેવા અતિશય ઊચા ગૌરવ, મમત્વ અને પ્રાપ્તિના હર્ષ હશે કે ‘અહો ! મારા જિનશાસનને માનનારા શ્રાવક-શ્રાવિકા !’ એમ સાધર્મિક પર હૈયે હેત-મમત્વ-બહુમાનના પૂર ઊભરાય !

**જિનદાસની સાધર્મિકભક્તિ :-**

**વિજય-વિજયા :-** ત્યારે સાધર્મિક પરનાં આકર્ષણ-હેત-મમત્વ-બહુમાનના લાભ કમ સમજતા નહિ. બહુ ઊચા લાભ છે ! જુઓ, એવાં આકર્ષણ-હેત-બહુમાનથી વિજય-વિજયા શ્રાવક-શ્રાવિકાની ભક્તિ કરાય એમા શ્રી વિમળકેવળી ભગવાને ચોરાશી હજાર મુનિઓની ભક્તિનો લાભ બતાવ્યો !

જિનદાસ શેઠ શ્રી વિમળકેવળી ભગવાનને વિનતી કરે છે ‘અહો પ્રભુ ! મારા કેવા અહોભાગ્ય કે આપના અને ચોરાશી હજાર મુનિભગવતોના

દર્શન મને મળ્યા ! મારે આપ બધાની ભક્તિ કરવી છે, તો અનુજ્ઞા આપો '

કેવળજ્ઞાની કહે છે,-'કેવી રીતે કરીશ ?' શુ સાધુને માટે આધણ ચડાવીશ ? સાધુને એ દોષિત ગોચરી ગણાય. એ તો નિર્દોષ ભિક્ષા લે એટલી બધી તુ ક્યાથી વહોરાવી શકે ?'

જિનદાસ અફસોસી કરે છે, 'તો ! ભગવન્ ! શુ ભક્તિ કર્યા વગર અમારે ડૂબી મરવાનુ ? છતી સામગ્રીએ પુણ્ય કમાયા વિના અમારૂ શુ થાય ? દયા કરો પ્રભુ !' સાધુને જોઈ કેટલુ દિલ ઉછળતુ હશે ? પુણ્યમા કામે ન લગાડાય એ લક્ષ્મી કેવી ડખતી-કરડતી હશે ?

કેવળી ભગવત કહે છે, 'ધીરજ ધર, કચ્છ દેશમા શ્રાવકપુત્ર વિજય અને એની પત્ની વિજયા છે, એની ભક્તિ કર, તેને ૮૪૦૦૦ મુનિની ભક્તિ જેટલો લાભ મળશે '

આ સાભળીને જિનદાસ શેઠ ચોકી ઉઠે છે - 'અહો ! એવા વિજય-વિજયા છે ?'

શકા નથી કરતા કે હેં! છ કાયના કૂટાભર્યા અને વિષય-કષાયથી ખદબદતા ઘરવાસમા બેઠેલા વિજય-વિજયા એ શુ ૮૪૦૦૦ મહામુનિઓની તોલે ? તે બેની ભક્તિમા સમાન લાભ ?' કેમ આવી શકા નહિ ? કેવલજ્ઞાની ભગવાનનુ સર્ટિફિકેટ છે માટે. શ્રદ્ધા-બળનો એ યુગ હતો, આજે બુદ્ધિના ફાકાનો યુગ છે જાણે પોતાની બુદ્ધિ કેટલી બધી વિશાળ, તિક્ષ્ણ અને સખ્યાબધ શાસ્ત્રોના વિષયોથી પરિકર્મિત (કેળવાયેલી), તે એમાં બેસે એટલુ જ માનવાનુ ! આ બુદ્ધિ નો ફાકો છે વિજય-વિજયાના દિલમા કેવા ઊચા અધ્યવસાય ! એમની ઊચા બહુમાનથી કરાતી ભક્તિ કરનારાના હૃદયમા કેટલી ઊંચી ભાવની પરિણતિને કેવી રીતે આબે ? આ બધુ આધ્યાત્મિક તત્ત્વની કેળવણી વિનાની બુદ્ધિમા શી રીતે બેસે ? એને શ્રદ્ધા બળે બેસાડવુ જોઈએ કહેનાર કોણ છે ? કેળવજ્ઞાની સર્વજ્ઞ ! ત્યા ઈસ્યુ (issue) ન કઢાય, શકા-કુશકા ન કરાય કેવળજ્ઞાનીએ જોયુ હશે કે ૮૪૦૦૦ મુનિઓની ભક્તિ માટેનો જે આતરિક ભાવોલ્લાસ છે, એવો ભાવોલ્લાસ આ દપતીના ચમત્કારિક બ્રહ્મચર્યને સાભળી આ સાધર્મિકની ભક્તિમા થશે.' પછી ત્યા ખોટા કુતર્ક શા કામના ?

જિનદાસ પૂછે છે, પ્રભુ! એ બે મહાનુભાવમા કઈ વિશેષતા ?'

કેવળજ્ઞાનીએ વિજય-વિજયાના લગ્ન પહેલાના કૃષ્ણ-શુકલપક્ષના બ્રહ્મચર્યના નિયમથી માડીને વર્તમાનમા સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળવા સુધીની

હકીકત કહી. જિનદાસનો ભાવોલ્લાસ બહુ વધી ગયો અને કચ્છમા જઈને ઉછળતા હેત અને બહુમાનથી એ બને સાધર્મિકની ભક્તિ કરી અપૂર્વ પુણ્ય ઉપાર્જન કર્યુ. આ મુખ્યતયા સાધર્મિક પર આકર્ષણભર્યા હેત-મમત્વ-બહુમાનરૂપ સાધર્મિક ભક્તિની વાત થઈ.

(૨) બીજા પ્રકારમા, સાધર્મિકને આપણા આગણે નિમત્રી, અગર સગવડ હોય, ત્યાં બોલાવી અથવા આપણે ત્યા આવી ગયા હોય તો એમને આવકારી વિશિષ્ટ ભોજન તથા વસ્ત્ર-અલકાર-રોકડ વગેરેની ભેટ કરવી, પહેરામણી કરવી. આભુ સઘવીએ ઘરે આવી ઊભેલા ઝાંઝણશા અને ૩૨૦૦૦ સાધર્મિકની ભક્તિ કરાવી એ પૂર્વે જોઈ ગયા.

ભરત ચક્રવર્તી અઠ્ઠાણું ભાઈઓએ લડવાને બદલે દીક્ષા લઈ લીધાનું સાભળી મનાવવા દોડતા આવ્યા. ભાઈ ! સુખે રાજય ભોગવો મારે આજ્ઞા નથી મનાવવી એમ વિનતી કરી. પરંતુ અહી જોયું કે એમણે રીસથી નહિ પણ આ સંસાર કલેશભર્યો, વિષય-કષાયની વિટબણાભર્યો જોઈ વૈરાગ્યથી દીક્ષા લીધી છે, એટલે હવે ઋષભદેવ ભગવાનને વિનતી કરે છે પ્રભે ! ગોચરીનો લાભ આપો' પ્રભુ કહે છે, 'સાધુને રાજપિડ ન ખપે ! ભરત ખિન્ન થઈ જાય છે

ત્યારે ઈન્દ્ર કહે છે. ખિન્ન ન થાઓ, સાધર્મિકભક્તિ કરો, બહુ લાભ છે. જુઓ પ્રભુ કહે છે

चक्रे तेन जिनार्चनं, स विदधे सम्यग्गुरुपासनम्, तत्त्वं तेन जिनागमस्य विदितं संघोन्नतिं स व्यधात् ।

सत्यकारितमेव तेन सुधिया निर्वाणसौख्यं जवाद्, य साधर्मिकगौरवं वितनुते हृष्टो गुरुणामिव ॥

અર્થાત્ જે હર્ષિત થઈને ગુરુઓના ગૌરવની જેમ સાધર્મિકનુ ગૌરવ, ભક્તિ કરે છે એણે તો એમા જિનભક્તિ કરી, ગુરુની સમ્યગ્ ઉપાસના કરી, શ્રી જિનાગમનું તત્વ ભણ્યો, સઘની ઉન્નતિ-પ્રભાવના કરી, અને એ બુદ્ધિમાને તો મોક્ષસુખને જલ્દી આવવાનું નક્કી કરાવ્યું' એમ સાધર્મિકભક્તિમાં આટલા બધા ધર્મ સમાયેલા છે માટે એ કરો.'

બસ, ભરત ચક્રવર્તી આ મહિમા સાંભળી ઉલ્લાસમા આવી ગયા. અયોધ્યામા આવી સાધર્મિકો માટે અભગદ્વાર ! દ્વાર ખુલ્લા મૂકી દીધા; કેવા ? આવો, અત્રે જ રહો, ભોજન મારે ત્યા જ, આખો દિવસ ધર્મધ્યાન-સામાયિક-શાસ્ત્રસ્વાધ્યાય કરો ' આવી સાધર્મિક ભક્તિથી ચક્રવર્તીપણાના મહાન આરભપરિગ્રહના પાપો પાછા વાળ્યા ! ત્યારે તો આરિસાભવનમા કેવળજ્ઞાન પામ્યા ને ? આ સાધર્મિકને નોતરીને ભક્તિ કરવાની વાત થઈ.

ભરત મહારાજની આઠમી પાટે રાજા દડવીર્ય થયો, એ પોતાને ત્યા આવી ઊભેલા સાધર્મિકની ભકિત કરવામા એ કેવો પ્રતિજ્ઞાબદ્ધ હતો એ જુઓ એને નિયમ છે, સાધર્મિક આગણે આવે તેની ભક્તિ કરીને જમવુ.' ખુદ સૌધર્મેન્દ્ર એનું સત્વ તપાસવા શ્રાવકનો વેશ કરીને આવે છે. 'જેટલો ક્રિયાનો આડંબર તેટલો લોક-આદર' એટલે વ્રતધારીની જેમ તિલકો તાણ્યા છે, નીચી નજરે ચાલે છે, ૐ અર્હં' જાપના હોઠ ફફડાવે છે અહી આવીને જુએ છે તો ભરતચક્રીથી ચાલી આવતી શ્રાવકભક્તિના હિસાબે દાનશાળામા રખાયેલા શ્રાવકોમાથી કોઈ જૈનવેદોનો પાઠ કરી રહ્યા છે, તો કોઈ આચાર શીખે છે, બીજા વળી ધ્યાનમગ્ન છે. ઈન્દ્ર ખુશ થાય છે, એને નવો આવેલ જાણી સસ્વાગત પૂછવામા આવે છે :

'આવો પધારો, કયાથી પધારવુ થયું ?'

આ કહે છે હુ શ્રી અમરાવતીથી નીકળ્યો છુ તીર્થોની યાત્રા કરતો અહી ભરતમહારાજનું કરેલુ શ્રી ઋષભદેવપ્રભુનુ 'શક્રાવતાર' તીર્થ જાણી યાત્રાએ આવ્યો છુ પ્રભુના દર્શન-સ્તવન અને આપ લોકોના મિલનથી મારો આત્મા આજે પાવન થયો છે. ધન્ય ધડી ! ધન્ય અવતાર !'

છે કાઈ બાકી ? રાજપુરૂષો વિનતી કરે છે પધારો જમવા માટે, લાભ આપો.

આ કહે છે, 'નહિ રે નહિ આજે તો નૂતન તીર્થયાત્રા નિમિત્તે ઉપવાસ કરવાની ભાવના છે '

પણ પેલા શાના છોડે ! ખૂબ આગ્રહ કરે છે, રાજાને ખબર પડવાથી એ પણ આવી આગ્રહ કરે છે. ઈન્દ્ર-શ્રાવક અતે આમત્રણ માની લે છે. એને જમવા લઈ ગયા બસ, પરીક્ષા કરવી છે ને કે દડવીર્ય રાજાનુ કેટલુ સત્ત્વ છે, ધૈર્ય છે, એ તપાસવુ છે ને ? જમવા માડ્યુ જમવા માડ્યુ તે એવુ સપાટાબધ અને એટલા મોટા પ્રમાણમા કે ક્રોડ શ્રાવકને પહોંચે એટલી રસોઈ એણે એકલે ખાઈ નાખી ! રસોઈયા આશ્ચર્ય પામી ગયા ! પણ હવે શું પીરસે ?

આ કહે છે 'અરે ! લાવો જલ્દી પીરસો, કેમ તમે રાજાની આબરૂ ગુમાવો છો ?'

એક જ માણસ આટલુ બધું ખાઈ જાય એટલે ? ત્યા કોલાહલ મચી ગયો રાજા હાજર થાય છે, એને ઈન્દ્ર-શ્રાવક કહે છે, 'રાજન્ ! તમે આવા રસોઈયા રાખ્યા છે શ્રાવકને ઠગવા માટે ? જુઓ પેટપૂર જમાડવાનુ ક્યા છે ?

રાજાના કહેવાથી તરત સો મૂડા જેટલુ અન્ન રાધી આને જમાડવા માડ્યુ, પણ અહી તો દેવશક્તિ ! એય બધુ ચડીચોટ કરી નાખ્યુ ! પછી કહે

છે 'લાવો લાવો, પીરસો ઝટ !' હવે શુ લાવે ? ત્યારે એ બનાવટી શ્રાવક રાજાનો ઉધડો લે છે, 'અરે ! આ કુળની કીર્તિને કલક લગાડે છે ? કુળ કીર્તિને વધારી તો ન શકે, પણ જો એની રક્ષા ય ન કરી શકે, તો તારા પુરુષ વેશે જનમવાથી શુ ? 'હુ શ્રાવકોને જમાડું છું. હુ શ્રાવકોને જમાડુ છું' એવો દંભ કરવો રહેવા દે, જો મને એક શ્રાવકને પણ તું પૂરુ જમાડી શકતો નથી ! શરમ નથી આવતી ? શા સારુ લોકોને ઠગે છે ?'

કઠોર શબ્દોની વાગ્ધરા ચાલી ! કોની કોના સામે ? એક શ્રાવકની મોટા રાજા સામે! પરંતુ આ દડવીરજ પોતે રાજા કરતાં શ્રાવક વધારે હતો, પ્રભુનો સેવક એટલે કે સાધર્મિકનો સેવક વધારે હતો, સેવક સામે બોલે ? સેવ્યના ગુસ્સા પર તપે ? ના નહી તો તે સેવક શાનો ? તમે ય કંકોત્રી કાઢો તો નીચે 'લિખિત' માં 'સઘસેવક' લખો છો ને ? તે સેવ્ય-સેવકભાવ સમજીને ને ? 'સઘ સેવ્ય છે, સાધર્મિક સેવ્ય છે, ગુરુઓ સેવ્ય છે, તો એમની આગળ તપાય જ નહિ, અયોગ્ય બોલ બોલાય જ નહિ,' આવુ નકકી ને ?

દડવીર્ય જરાય ગુસ્સો ન કરતા પોતાના પુણ્યની કમી માની સ્વાત્માની નિદા કરે છે 'અરે ! મે પૂર્વભવે ધર્મસાધનામાં કેવી ત્રુટિ રાખી કે અધુરા પુણ્યે આ એક સાધર્મિકને સતોષી શકતો નથી !' ત્યા મત્રી સમજી જાય છે કે 'આ કોઈ માનવ નહિ પણ દેવ લાગે છે.' પછી મત્રીના કહેવાથી રાજા આ કૃત્રિમ શ્રાવકની ધૂપ વગેરેથી પૂજા-સન્માન કરી કહે છે,

'અહો ! ધન્ય ભાગ્ય મારા કે મને પાવન કરવા શ્રાવક વેશે આપ પધાર્યા છો ! આપ કોણ છો ? મારા પર મહેરબાની કરી જે હો તે પ્રગટ થાઓ'

ઈન્દ્રે તરત પોતાનુ રૂપ પ્રગટ કરી રાજાને કહ્યુ, 'રાજન્! તમને ધન્ય છે કે જે તમે આવી અદ્‌ભૂત સાધર્મિકભક્તિ કરો છો.'

दृश्यन्ते कोटिशो विश्वे स्वोदरम्भरयो नरा । साधर्मिकस्यैकस्यापि न तु वात्सल्यकारक ॥

વિશ્વમાં કરોડો માણસો દેખાય છે, પરંતુ તે પોતાનુ પેટ ભરનારા, પોતાના સ્વાર્થમાં રક્ત, કિન્તુ એકાદપણ સાધર્મિકનુ વાત્સલ્ય કરનારા નહિ, તમે સાધર્મિકભક્તિથી ઈક્ષ્વાકુવશની કીર્તિ વિસ્તારી રહ્યા છો' એમ કહીને બધી રસોઈ તદવસ્થ કરી દઈ ક્રોડ રત્નોની વૃષ્ટિ કરીને ઈન્દ્ર ચાલ્યો ગયો. રાજા દડવીર્ય એ સાધર્મિક ભક્તિથી ઊછળતી શુભ ભાવનામા આગળ વધતાં આરીસાભવનમા કેવળજ્ઞાન પામ્યા !

પુણિયા શ્રાવકને જાણો છો ને ? એને સાધર્મિકભક્તિ કરવા જોઈએ. કયારે ? કોક દિ' નહિ, હમેશા ! પોતે ગરીબ છે છતા રોજ !

તમારે ? ધન દાટી મૂકવાનુ ! દબાવી મૂકવાનુ ! પણ ધ્યાન રાખજો કે અતે એમાથી અતિઅલ્પ તમારા કલેવરને બાળવા કામ લાગશે. બાકી રાતી પાઈ પરલોકમા તમને ખપ નહિ લાગે સાધર્મિકભક્તિમા ખર્ચેલુ પરભવમા પુણ્યના ચોપડે જમા થયેલુ મળશે. શાસ્ત્ર કહે છે,

साधर्मिकभक्तौ पुण्यं यद् भवेत् तद्वचोतिगम् । धन्यास्ते गृहिणोऽवश्य तत्कृत्वाश्नन्ति प्रत्यहम् ॥

સાધર્મિકભક્તિ કરવામા જે પુણ્ય મળે તે શબ્દથી વર્ણવી ન શકાય તે ગૃહસ્થોને ધન્ય છે કે રોજ તે ભક્તિ કરીને પછી જ જમે છે

(૩) સાધર્મિકની ભક્તિનો વળી એક પ્રકાર એ છે કે ખાસ તપસ્યા કરી હોય, સારા શાસ્ત્રવેત્તા બન્યા હોય, ઉપધાન અગર શ્રાવકની પડિમા વહી હોય, અગર શાસનની કોઈ ખાસ સેવા રક્ષા કે પ્રભાવનાનુ કાર્ય કર્યુ હોય, દા ત. સઘ કાઢ્યો હોય, એવાનુ જાહેર સન્માન અભિનદન કરવુ, પહેરામણી કરવી, જમણ દેવુ આમા તે તે તપસ્યા, જ્ઞાન, ઉપધાનાદિ અનુષ્ઠાન વગેરેનુ પણ બહુમાન થાય છે એ વિશેષ લાભ છે.

જામનગરમા એક શ્રાવક હતા એમને સાધર્મિકભક્તિ કરવાનો રસ બહુ, પણ એમની પત્ની એવી કે એ સાખી શકે નહિ ! ત્યારે શુ કરવુ ? એમણે રસ્તો કાઢ્યો, એક ભાઈને કહી દીધુ કે 'આપણા તરફથી પોષધ કરનાર ભાગ્યશાળીઓને બારોબાર સારી રીતે જમાડી દેવા, અને એનો ખર્ચ હુ આપી દઈશ, પરતુ ભૂલે ચૂકે મારુ નામ બહાર પાડતા નહિ નહિતર ઘરે ઝગડો થશે તો ફરી કદાચ લાભ લેવાનુ અટકી જશે '

વઢવાણમા એક શ્રાવક પાસે દક્ષિણાવર્ત શખ હતો એકવાર ત્યા થઈને વસ્તુપાળ મહામત્રી સઘ લઈને જતા હતા. શ્રાવકે જોયુ 'વાહ ! કેવો સરસ યોગ! આ ભાગ્યવાન મત્રી કેટલી બધી શાસન પ્રભાવના કરે છે, લાવ હુ સાધર્મિકભક્તિ કરૂ' તેડી લાવ્યો મત્રીને પોતાના ઘરે, ભોજન-ભક્તિ કરી હાથ જોડી વિનતી કરે છે 'લ્યો આ શખ સ્વીકારો દક્ષિણાવર્ત શખ છે.'

મત્રી સ્વીકારે ? લોભિયા છે ? 'લેવુ લેવુ' કરનારા છે ? ના, 'દેવુ દેવુ' કરનારા છે ! કહે છે,-હોય ! આપની પાસે જ એ રહો. મારે જરૂર નથી

શ્રાવક કહે છે 'મત્રીશ્વર ! આપની પાસે હશે તો એનો ઉપયોગ જબ્બર શાસનપ્રભાવનામા થશે હુ હીનભાગી શુ કરી શકવાનો ? તેમ મારી પાછળવાળાના ય શા ગજા ? એ તો આપને લઈ જ જવો પડશે' બસ પરાણે વળગાડ્યો ! શુ આ ? શાસન પ્રભાવક સાધર્મિકના સભોગ અભિનદન ! અભિનદન તો આપણે ય કરીએ, પરતુ માત્ર મફતિયા, વાણી માત્રથી; ત્યારે આ ? ભોગ આપીને સારભૂત અભિનદન

(૪) સાધર્મિકભક્તિ એક એ રીતે થાય કે સાધર્મિકને યોગ્ય ધધા વ્યાપારમા લગાડી સમદ્ધ બનાવાય, યાવત્ પોતે સારો શ્રીમત હોય તો એમને પણ એવા ઊંચા શ્રીમત બનાવવા. જો જો આમા દીનદુખીની વાત નથી, એવાની ભક્તિનો વળી એક જુદો પ્રકાર છે, અહી તો એક ભાવના છે કે 'મારા જૈનભાઈઓ લોકમા કેમ ઉજળા દેખાય ? કેમ એ ધર્મના સુદર સુદર કાર્યો કરે !'

આમાં કદાચ પોતાને ખમવું પડે પરંતુ જે મૂકીને જ મરવાનુ છે, એવી લક્ષ્મી કેટલી બધી લેખે લાગે ? કેમકે પછી તો એ સમૃદ્ધ બનેલાઓ અનેકોને ધર્મની પ્રભાવના કરવાના ! આપણા મહાઉપકારી શાસનનો પ્રવાહ રાખવાના !

જગસિહ શ્રાવકની વાત શાસ્ત્રમા આવે છે. દેવગિરિનો એ શેઠિયો. શેઠિયો હો ! લક્ષ્મીનો મજુર નહિ ! એણે ખાસ ચીવટ રાખીને ત્રણસો સાઠ સાધર્મિકને વેપારમા સગવડ આપી પોતાના જેવા કરોડપતિ બનાવ્યા !! પછી દર વર્ષ એકવાર આખા ગામને નવકારશી જમણ આપવાની એણે પહેલ કરી. એટલે પેલાઓએ પણ એમ કર્યુ. ત્રણસો સાઠે દિવસ સાધર્મિકભક્તિ ચાલી ! સમૃદ્ધ કરવાનુ કેવુ ફળ! કેવી શાસન પ્રભાવના !

(૫) વળી એક પ્રકાર એવો છે કે બીજાની આગળ સાધર્મિકના ગૌરવ વધારવા, યશ-પ્રતિષ્ઠા વધારવી. તેમ એમને પોતાના સગા-સ્નેહીઓ કરતા પણ અધિક પ્રિય ગણવા, સાચાં સગા ગણવા, આ સાધર્મિકભક્તિનો પ્રકાર વગર પૈસે પણ થાય એવો છે. તે એ રીતે કે બીજાની આગળ વાત કરવાનો પ્રસગ આવે ત્યા સાધર્મિકના સુદર ગુણ ગાય, અવસર ઊભો થાય ત્યારે સાધર્મિકને ખાસ મહત્વ આપે, ઊચા ગણાવે, આગળ કરે.

ઝાઝણશા માડવગઢથી સિદ્ધગિરિનો સઘ લઈને જાય છે માર્ગમા એક નગરના રાજાએ દિવાનને સઘવી પાસે મોકલી વિનતી કરાવી કે 'આપના પધારવાથી બહુ આનદ થયો ! આપ આપના સારા સારા માણસો લઈને રાજમહેલે પધારો. અમારે આપ સરખા પુણ્યશાળીની ભક્તિનો લાભ લેવો છે.'

ઝાઝણશા કહે છે, 'માફ કરજો, મારે થોડાને લઈને ન આવી શકાય. મારે તો બધા જ સારા માણસો સઘમાં છે.'

રાજા ફરીથી કહેવરાવે છે 'પણ તે કાઈ બધાને એકદમ પહોચી વળાય ? એમ તો તમે મને એવુ આમત્રણ કરો અને હુ પણ કહું કે મારા આખા નગરમા બધા સારા માણસો છે, તો શુ તમારાથી પહોચી વળાય ?'

ઝાંઝણશા કહે છે, 'મહાન ઉપકાર આપનો! જાઓ મારા તરફથી આખા નગર સહિત આપને ઈચ્છો ત્યા સુધી આમત્રણ છે.' રાજાને મન વાત

નોખ પર હતી તે નોતરૂ સ્વીકારી લીધુ બસ ચાલ્યુ બીજા દિવસથી આખા ગામને જમણ આપવાનુ ! ઝાઝણશાને સાધર્મિકનુ ગૌરવ દેખાડવુ હતુ મારે તો બધા સારા સારા માણસ છે શુ સઘમા ગરીબ, અભણ મેલાઘેલા નહિ હોય ? હશે, પરતુ ભગવાનના ધર્મને માનનાર તરીકે એ બધા જ જગત કરતા ઘણા સારા છે, એવી દઢ માન્યતા હતી, તે સાચી સક્રિય કરવાનો મોકો આવ્યો હતો, કેમ પાછો પડે ? એક, બે, ત્રણ, છ સાત જમણ થયા ! ગળ્યુ ખાઈ ખાઈને ગામ થાક્યુ

રાજા કહે છે, ‘બસ હવે બધ કરો’

ઝાઝણશા કહે, ‘પણ હજી તો કેટલોય માલ પડ્યો છે, ખૂટવાની ચિતા કરશો નહિ પછી આ કોણ ખાશે ?’ પરતુ રાજાને અને આખા નગરને પ્રતીતિ થઈ ગઈ કે આ કોઈ જબરો ધર્માત્મા ! એનો ધર્મ અને ધર્મબધુઓ પણ કેવા ઊચા ! શુ કર્યુ આ ? ધર્મ પ્રશસા કરાવીને અનેકોના દિલમા ધર્મના બીજનુ વપન કર્યુ ! સાધર્મિકનુ ગૌરવ સાચવવા પર આ રીતે કરાય.

**‘શાહ’ નામ રાખવા :-**

ભૂતકાળની વાત છે ચાપાનેરના પાદશાહની સભામા બારોટ બોલી ગયો કે નામદાર! આપ તો પાદ (1/4)શાહ, મહાજન એ શાહ, પૂરા.’

બાદશાહ કહે છે ‘ખરેખર પૂરા શાહ હોય તો મારા આખા ગુજરાતને બાર મહિના જમાડે-નહિતર શાહ નામ કાઢી નાખે ’ દુકાળ ભારે પડેલો

વાત રગત પર ચઢી હવે શુ થાય ? મહાજન એ વખતના એટલે ? આટવાળા સઘનુ નામ રાખવુ છે, ઈજ્જત ન ગુમાવે. સઘ ભેગો થયો, ટીપ કરી, બધુ થતા થતા ય ચાર મહિના નોધાયા આઠ મહિના ક્યાથી કરવા ? નિકળ્યા બહાર નોધાવા ગામેગામ સઘોને મળતા એમને આવકાર પણ મળતો, પરતુ કાર્ય પતવાને હજી વાર છે

એવામા રસ્તામાં ધોળકા પાસે ખેમો દેદરાણી બાપ-દીકરાનુ હડાલા ગામ આવ્યુ, ડોસો દીકરાને કહે છે ‘લાવ લાવ સઘને આમત્રી લાવ. ઘરે સઘના પગલા ક્યાથી ?’ છોકરો બહાર જઈ હાથ જોડી વિનતી કરે છે. ‘પધારો અદર મારા પિતાજીને દર્શન કરવા છે ખમ્મા સઘને !’

પેલા એનો દેદાર જુએ છે - પછેડી ને ખેસ! કહે છે, ‘ભાઈ ! અગત્યના કામે જઈએ છીએ એટલે હમણા નહિ અવાય તારા પિતાજીને અમારા જુહાર કહેજે ’ પેલો વધુ આગ્રહ કરે છે ત્યારે સઘ વસ્તુસ્થિતિ સમજાવે છે, એટલે ખેમો કહે છે ‘બધુ સારૂ થશે, પધારો ’

આ લોકો એના દેદાર ને એના મકાન સામે જુએ તો ભુખડી બારસ લાગે છે, છતાં એનો તિરસ્કાર નથી કરતા. ગયા અદર. ડોસાએ સંઘના દર્શન કર્યા. પ્રણામ કર્યા, દીકરાને કહે છે,

'બેટા- બાકી રાખતો મા, બધું મળશે, ભક્તિ કરવા સંઘ-સાધર્મિક નહિ મળે.'

કેવુ હૃદય! કેવી ભાવના! ગરીબ નથી હો, મહાશ્રીમત છે! 'જીવનમા જિનશાસન અને ધર્મ એ જ સાર' એમ હાડોહાડ વસી ગયુ હોય ત્યાં સંઘસાધર્મિકના ઊચા મૂલ્ય અકાય. કેસરિયા દૂધ, પકવાન્નો વગેરેથી સઘની ભક્તિ કરી. પછી પૂછે છે 'સેવા ફરમાવો,' સઘ કહે છે 'તમારૂ ગજું નહિ', પણ આના આગ્રહ પર કહ્યું. ૭-૮ મહિના ખૂટે છે ,

એ કહે છે 'સઘ તો બીજો ઘણો લાભ લેશે સાધર્મિક, સંઘનુ ગૌરવ સાચવવાની ભક્તિનો લાભ અમને આપો. લખી લો અમારા બાર મહિના.' પેલા મુઝવણમા પડ્યા, પછેડીમાં શુ દેખાય છે ? પણ છોકરો ભોંયરામા લઈ ગયો, કહે છે 'આ મોતી, હીરા, સોનૈયાના ઢગ, બધુ જ સંઘનું છે, લઈ જાઓ-'શાહ નામ રાખો '

સઘની ભક્તિ કયા મળે ? સાચવી રાખેલી લક્ષ્મી તો અતે અવશ્ય ગુમાવવાની છે. ધર્મક્ષેત્રમા સ્થાપેલી અખય ખજાને પડી ગઈ ! ડાહ્યો કોણ ચુકે ? આ ઉદારતા પર પેલા સ્તભિત થઈ ગયા! 'અહા હા હા! કઈ ધન્ય માએ આવા સુપુત્રને જન્મ આપ્યો હશે! સઘ નકકી કરીને ગયો પાછો. બાદશાહને કહ્યું, બારે મહિના ધમધોકાર ગુજરાતને જમાડ્યુ ત્યાં બાદશાહ કહે છે 'બસ કરો, તુમ શાહ હો, મૈં પાદશાહ.' સાધર્મિકોનુ ગૌરવ સાચવવારૂપી ભક્તિની આ વાત થઈ

(૬) સાધર્મિકભક્તિનો એક ખાસ પ્રકાર એ છે કે સાધર્મિકની આપત્તિ દૂર કરવી, દૂર કરવામા સહાય કરવી, દીન દુ.ખી બનેલા સાધર્મિકનો ધન વગેરેથી ઉદ્ધાર કરવો, બિમાર હોય, અશક્ત હોય તો સેવા કરવી આનો લાભ પણ મહાન છે. એક સામાન્ય માણસની પણ દયા કરી હોય તો સારો પુણ્યલાભ થાય, તો પછી સાધર્મિકના ઉદ્ધારના પુણ્ય લાભનુ પૂછવુજ શુ ?

પરતુ આના માટે મન ઉત્સાહિત કરવા એ ધ્યાન રાખવાનુ છે કે સામાન્ય સમજ એવી હોય છે કે 'આપણે એવા સાધર્મિક-ઉદ્ધારના કાર્ય ન કરીએ તો લાભ ઓછો મળે એટલુ જ, પરતુ કાઈ નુકશાન નહિ,' કિન્તુ ખરી રીતે છતી શક્તિએ કર્તવ્ય-ધર્મના કાર્ય ન બજાવાય તો વીર્યાન્તરાય કર્મ

બધાય છે એનુ પરિણામ ભવિષ્યમા આપણી દુર્દશા! ત્યારે એ જોવા જેવુ છે કે સાધર્મિક કોઈ આપત્તિ- સકડામણમા સીદાતો હોય, તો એ અને એનુ કુટુબ અસમાધિ-આર્તધ્યાનમા ફસાયુ હોય, ધર્મકરણીમા સુસ્ત હોય એ વખતે જો એની આપત્તિ દૂર કરવામા આવે તો વિચારો એને અને એના કુટુબને આપણે કેવી સુદર-સ્વસ્થતા-શુભભાવોલ્લાસ અને ધર્મકરણીમા સ્ફૂર્તિનુ દાન કરનારા બનીએ ?

શાસ્ત્ર તો ત્યા સુધી ભાર મૂકે છે કે "जो गिलाण पडिवज्जइ से म पडिवज्जइ ।"સાધુને માટે કહ્યુ કે જે ગ્લાન મુનિની સેવા કરે છે તે મારી (પરમાત્માની) સેવા કરે છે સાધુ માટે સાધુ સાધર્મિક, અને શ્રાવક માટે શ્રાવક સાધર્મિક જેને સીદાતા સાધર્મિકની પરવા ન હોય તેને પ્રભુ પ્રત્યે અને પ્રભુની આ આજ્ઞા પ્રત્યે કેટલી દરકાર ગણાય ? છતી શક્તિએ આંખ મિચામણા કરે તો પાપના ભાગીદાર થાય જેટલી શક્તિ પહોચે તેટલી ખર્ચીને સાધર્મિકને સહાયક બનવાનુ

કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચદ્રસૂરિજી મહારાજનો પાટણમા પ્રવેશ હતો, કુમારપાળ સામૈયુ લઈ સામે ગયા. ગુરુનું જાડુ ખદ્દડ તાપડા જેવુ કપડું જોઈ કહે છે ‘ભગવન્! આ કેમ ? આથી તો મને શરમ આવે છે કે મારા ગુરુને આવો કપડો ? લોક મને શુ કહે ?’

ગુરુ કહે છે, ‘આ તો એક શ્રાવકે પોતાના માટે સ્ત્રીએ વણેલુ તે એણે ભાવથી વહોરાવ્યુ અમારે તો નિર્દોષ સાથે સબધ, તો અમે માર્ગનુ પાલન કરીએ એમા તારે શરમાવાનુ શુ ? બાકી તને આ શરમ આવે છે, ને શુ એ શરમ નથી આવતી કે હુ મોટો સપન્ન રાજા છતા મારા સાધર્મિક, જેમને આવુ કપડુ ઓઢવુ પડે, એ આટલા બધા દુ ખી ?’

કુમારપાળે ત્યા સકલ્પ કર્યો કે ‘સાધર્મિક-ઉદ્ધારમા દર વર્ષે એક કરોડ રૂપિયા ખરચવા ’ ગુરુને વધારે કહેવુ ન પડ્યુ, ઈશારામા સ્વય સમજી ગયા શાણો સમજે સાનમા જાતહીન ઘોડાને ચાબૂકો ફટકારે તો ય કાઈ નહિ

**સવા-સોમાની ટુંક શી રીતે ? :-**

સૌરાષ્ટ્મા સવચદશેઠ ભીડમા આવી ગયેલા એમા એમના રાજપુત ગરાસિયાએ પોતાની સવા લાખ રૂપિયાની રકમનો તકાદો કર્યો હવે શુ કરવુ ? ઈજ્જતનો સવાલ આવ્યો એમણે અમદાવાદના સોમચંદશેઠનુ નામ સાભળેલુ, તેથી એમના પર રૂા સવા લાખની હુડી રડતી આખોએ લખી! હુડી પર આસુના ટીપા પડી ગયા હુડી લઈને ગરાસિયો આવ્યો અમદાવાદ બજારમા નામ પૂછતા સોમચદશેઠ પ્રસિદ્ધ વેપારી, તે મળી ગઈ એમની

દુકાન. રાજપુતે જઈને શેઠ આગળ હુંડી ધરી. શેઠે એ મોટા મુનિમને આપી. મુનિમે ચોપડો ફેંદ્યો, પણ એમા સવચદશેઠના નામનુ ખાતુ મળ્યુ નહિ; કેમકે એમની સાથે આ શેઠને કોઈ જ વેપારનો કે લેવડદેવડનો સબધ હતો નહિ મુનિમે શેઠને અદર બોલાવી વાત કરી કે આપણે ત્યા આમનુ કોઈ ખાતું નથી. શેઠે ચોપડામાં ફરીથી બરાબર જોવરાવ્યુ, કેમકે કોઈને ના પાડવી હોય તો ચોકસાઈ બરાબર કરી લેવી જોઈએ, નહિતર અડધી-પડધી તપાસમા જો પછીથી ખાતુ નીકળે, તો મૂર્ખ બનવાનુ થાય **બરાબર તપાસ કર્યા વિના આંધળિયું સાહસ કરનાર માણસો પાછળથી પસ્તાય છે.**

સોમચંદશેઠે વિચાર્યુ,–'હુડી પરથી લાગે છે કે કોઈ આ સૌરાષ્ટ્રનો વેપારી. એ લેણદેણના ખાતા વિના આમ આપણા પર હુડી કેમ લખે ?' બરાબર અજવાળામા જઈ હુડી જોતા દેખાયુ કે 'આ હુંડી પર આસુના ટીપા સુકાયેલા લાગે છે, તેથી જરૂર આ માણસે ભીડમા આવી રડતી સુરતે આ હુડી લખી લાગે છે. જો હુ આ હુડી પાછી વાળુ, તો એનુ દેવાળુ નીકળી જાય આ દેવાળામાથી એના ઉદ્ધારરૂપે એક સાધર્મિકના નાતે સાધર્મિકના ઉદ્ધારના મારા કર્તવ્યરૂપે મારે હુડી સ્વીકારી લેવી જોઈએ' તરત મુનિમ પાસે લાખ અપાવી દઈ રાજપુતને રવાના કર્યો, અને મુનિમને કહી દીધુ 'મારા અંગત નામે ચોપડામા ઉધારી નાખો.'

રાજપુત સૌરાષ્ટ્રમા સવચદશેઠ પાસે જઈ રૂપિયા મળી ગયાનો આભાર માનવા ગયો. શેઠ દગ થઈ ગયા ! કેવુંક જિનશાસન !

પોતાને સગવડ થઈ ત્યારે સવચંદ શેઠ રૂપિયા ભરવા અમદાવાદ ગયા, સોમચદશેઠ કહે 'તમારા નામે મારે ત્યા રૂપિયા ઉધર્યા જ નથી. જુઓ ચોપડો.' કેમકે સોમચદશેઠ તો સાધર્મિક ઉદ્ધારના સુકૃતમાલની ખરીદીની કિમત તરીકે ઉધારી નાખેલા. એટલે ચોપડામા કયાય સવચદશેઠનુ નામ જ ન મળે. પણ અહી તો સવચદશેઠે બજારના વેપારી ભેગા કરી હકીકત કહી રૂપિયા દેવા આગ્રહ પકડી રાખ્યો અતે એ સવા લાખ અને સોમચદશેઠના બીજા ૧૧ લાખ, એમ ૨૧ લાખ રૂપિયાની શ્રી સિદ્ધગિરિ પર ટુક બધાવી, તે આજે સવા-સોમજીની ટુક તરીકે પ્રસિદ્ધ છે.

(૭) સાધર્મિકભક્તિ એ રીતે પણ થઈ શકે કે સાધર્મિકને ધર્મમા ચઢાવાય, ધર્મકરણીની સગવડ દેવાય, તીર્થયાત્રા કરાવાય, ઉપધાનાદિ વિશિષ્ટ પ્રસગો યોજી એમા જોડાય, ક્રિયા, વ્રત, યાવત્ સયમ ધર્મમા પ્રોત્સાહિત કરીને ચઢાવાય, કોઈ અગવડ હોય તો તે નિવારી અનુકૂળતા કરી અપાય

**કૃષ્ણ મહારાજ** પોતાની પુત્રીઓ જેમ જેમ ઉમરમા આવતી તેમ તેમ સમજાવીને એમને સયમ માર્ગે ચઢાવતા હતા. તેમ આખા રાજ્યમા ઢઢેરો પિટાવેલો કે 'જે કોઈને ચારિત્ર લેવુ હોય તેની પાછળની જરૂરી ચિતા રાજા કરી લેશે.' 'આ મારા સાધર્મિક. ધર્મની ભૂમિકા પર આવ્યા છતા બિચારા પ્રેરણા, પ્રોત્સાહન સહાયતા ટેકા વિના ધર્મમા આગળ ચઢી શકતા નથી, તો એમને હુ સહાય કરુ,' એવુ શુ ધર્મને તારણહાર માનનાર-

ને ન થાય? તીર્થયાત્રામા શક્તિ સપન્નો સઘ કાઢતા, પણ એ શક્તિ ન હોય તો બે ચાર ને તો યાત્રા કરાવી શકાય ને ? લક્ષ જોઈએ કે 'મારે કોઈ ને કોઈ રીતે સાધર્મિકને સહાયક થવુ છે ' પછી પર્યુષણા જેવામા પાછળથી આવનાર સાધર્મિકને ઝટ જગા કરી અપાય, ક્રિયા શિખવાડાય, વ્રતમા ઉત્સાહિત કરાય, અતર-પારણુ એવુ કરાવાય કે સામાને તપનુ મન થઈ જ જાય. સાધર્મિકને તપમા નિયમમા ચડાવાય માટે પણ પોતે એની સાથે ઊભો રહે. આ બધીય સાધર્મિકભક્તિ

(૮) સાધર્મિકભક્તિનો એક ઊંચો માર્ગ એ છે કે મંદિર-ઉપાશ્રય-પાઠશાળામા ભરપૂર ઉપકરણ સામગ્રી યોજી દેવી. 'મારા સાધર્મિક ખૂબ પૂજા-ભક્તિ આરાધના કરો,' એ માટે મદિરમા દૂધ, ફૂલ, ધૂપ, કેશર-સુખડ વગેરેની સગવડ કરાય ઉપાશ્રયમા કટાસણા-મુહપત્તિ-ચરવળા-સથારિયા-કાબળ-પુસ્તકો, તેમજ પાઠશાળામા પુસ્તકો, તેવા સારા ધાર્મિક ચિત્રો, છોકરાઓ માટે પ્રભાવના, સારા શિક્ષક વગેરેની સગવડ કરાય આજે આના તરફ લક્ષ નથી એટલે સાધારણના તોટાની બૂમો રહે છે અને કેટલાક અર્થી સાધર્મિકો સગવડના અભાવે ધર્મથી વચિત રહે છે વિચાર એટલો જોઈએ કે આ મદિર-ઉપાશ્રયાદિ મને ધર્મક્રિયા દ્વારા અઢળક પુણ્યનો લાભ આપે છે તો હુ બદલામા આટલુ ય ન કરૂ ?

સાધર્મિકો પ્રત્યે તેવી લાગણી નથી માટે આ વિચાર નથી નહિતર મદિર કે જ્ઞાનમદિર મોટુ બનાવી દે, કે હજારો ખર્ચીને પ્રતિષ્ઠા કરે, પણ પછી શુ એટલુ મનને ન થાય કે આની ઉપાસના કરનાર નહિ હોય તો આ શુ કામના ? અને ઉપાસના કરનાર તો સાધર્મિક હોય પરતુ એમને સગવડ નહિ હોય તો શી ઉપાસના કરશે ? જ્ઞાનમદિર એટલે ખાલી મોટી ઈમારત ? કે એમા શુદ્ધ ધર્મના પુસ્તકો અને એમા પણ એવા સરળ પુસ્તકો પણ ખરા જેનો બાળ સાધર્મિકો લાભ લેતા થાય ? તેમ મદિર એટલે ખાલી ભગવાન ? કે સાધર્મિક ભવ્યાત્માઓ એમા ભગવાનની સરસ પૂજા કરે એની સગવડ ખરી ? રાજા વિક્રમાદિત્યે ઉજ્જયિનીના અવતી પાર્શ્વનાથના મદિરને લાખોની આવકવાળા ગામના ગામ ભેટ કર્યા હતા

(૯) સાધર્મિકભક્તિનો વળી એ પ્રકાર અતિજરૂરી છે કે ધર્મશ્રદ્ધા, વ્રતનિયમ, વિવિધ ધર્મક્રિયા, દૈનિક યા પર્વસબધી ધર્મકર્તવ્ય, અને ક્ષમા-સમતાદિ ગુણોમા પાછાપડતાને એમા સ્થિર કરવા, એ માટે જરૂરી આર્થિક સગવડ કરવી, યોગ્ય સલાહ સૂચન પ્રેરણા દ્વારા માનસિક નિર્બળતા-ચિતા-ભ્રમણા હટાવવી, સ્વય યા ગુરુદ્વારા દેવ-ગુરુ-ધર્મનો મહિમા, શાસ્ત્ર વાતો, પૂર્વ પુરૂષોના પ્રેરક ચરિત્રો-પ્રસગો અને સસારની નિસ્સારતા તથા માનવજીવનની દુર્લભ તક સમજાવવી આ પણ સુદર સાધર્મિકભક્તિ છે એ માટે સમૂહ ધર્મવાચન ધર્મવિચારણાની યોજના સારૂ કામ આપે ત્યા એ ધ્યાન રાખવાનુ કે કાઈ ઊલટુ ન થાય કોઈ ખોટી ચર્ચા, સાધુ-સાધ્વીનુ ઘસાતુ બોલવાનુ, કે કલ્પિત સિદ્ધાન્તના મડાણ વગેરે ન થાય.

(૧૦) વળી એક પ્રકાર એ છે કે કોઈ સાધર્મિક ખોટા વ્યસનમા પડ્યો હોય, યા ક્રોધ-અભિમાન-પ્રપચ વગેરે કષાયમા ચઢ્યો હોય, અથવા નિદા, ચાડીચુગલી, વિકથા, અસત્ય, અનીતિ, ઈર્ષ્યાદિ પાપમા પડ્યો હોય, તો એને કરુણા લાગણી ભરપૂર ગદ્ગદ શબ્દોમા એ વ્યસન-કષાય-પાપના મહા અનર્થ શાંતિથી સમજાવવા, કુળની ખાનદાની તથા જૈનત્વના ગૌરવની એના મન પર સચોટ અસર કરાવવી, તેમજ અનંત કાળે મળેલી આત્મશુદ્ધિની મોંઘેરી તક તથા જીવનની જોતજોતમા ઉડી જવાની સ્થિતિનો અસરકારક ખ્યાલ કરાવવો.

જંબૂકુમારના પિતા ઋષભદત્તે વ્યસની બની ગયેલા અને બહાર રખડતા પોતાના ભાઈ જિનદાસને જુગારિઓથી પિટાયેલો જોઈ ઘરે લઈ આવ્યા, સુદર સમજુતી આપી, એને વ્યસનથી છોડાવ્યો. તો એ પછી ધર્માત્મા બની જબુદ્વીપનો અધિષ્ઠાયક દેવ થયો ! સાધર્મિકભક્તિના કેવા સુંદર ફળ ?

(૧૧) ભક્તિનો એક પ્રકાર એ, કે સાધર્મિક આપણી જ સાથે કલેશ, કલહકકાશ માંડતા હોય તો આપણે સહન કરી લઈને તથા જરૂરી ભોગ આપીને પણ એમના ચિત્તકલેશ શમાવવા. એ તપીને બોલે અને આપણે શાતિ રાખી 'બિચારા સાધર્મિકને વધુ કષાયની હોળીમા કા નાખુ ? એનો કષાય શાત થાઓ' એમ વાત્સલ્યપૂર્વક એને વધુ કષાયનુ નિમિત્ત ન આપીએ તો એ પણ સાધર્મિકભક્તિ ટૂકમા આપણે એનુ ખમી ખાવુ.

**ભરુચમાં અનુપભાઈ** શ્રાવકને ઘેર નાતનો વરો કરવાનો હતો બીજા એક માણસને પછી નાતનો વરો કરવાનો વિચાર થયો પરતુ એને વરો પહેલો કરવો હતો તેથી અનુપભાઈની હલકાઈ કરવા લાગ્યો. અનુપભાઈને ખબર પડી, પણ તત્વથી રગાયેલા, એટલે વિચારે છે બિચારો શા સારૂ મારા નિમિત્તે કર્મ બાધે ? સવારે સીધા એના ઘરે જ પહોંચી ગયા ! કહે છે ''મારા જાણવામા આવ્યુ છે કે તમારે 'વરો' કરવાનો છે, તો ખુશીથી તમારો પહેલો અને મારો પછી તમારો એય મારો જ છે ને ? તો જરાય મનમા કલેશ ન કરતા હો'' પેલો ભાઈ સજડ થઈ ગયો. આ બતાવે છે કે સામાના કલહ પણ આપણે શમાવવાના, પછી આપણે કરેલ કલહ શમાવવાનુ તો પૂછવુ જ શુ ?

(૧૨) સાધર્મિકભક્તિનો એક પ્રકાર એ છે કે સાધર્મિકના અપમાન, પરાભવ, તિરસ્કાર, નિદા, ત્રાસ વગેરે કોઈ કરતુ હોય તો તેનુ નિવારણ કરવુ રત્નો શ્રાવક ગિરનારજી સઘ લઈને જતા રસ્તામા પરીક્ષક વિકરાળ દેવતાએ 'આગળ વધો તો ખાઉ' એવો ઉપદ્રવ કર્યો. ત્યા સાધર્મિકસઘ પરનો આ ત્રાસ દૂર કરવા રત્નાએ દેવતાને પોતાની જાત સોપી દીધી ! સઘને રવાના કર્યો

સાધર્મિકભક્તિ પર વિસ્તારથી વિચાર્યુ એને ફરીથી યાદ કરી લો

*સાધર્મિક વાત્સલ્ય એટલે, સંક્ષેપમાં -*

(૧) સાધર્મિક પર અત્યત આકર્ષણ-હેત-મમતા અને બહુમાન ધરવાના. કુમારપાળ રાજાએ ૧૪ વર્ષમા સાધર્મિક પાછળ ૧૪ કરોડ રૂા ખરચ્યા!

(૨) સાધર્મિકને ભોજન તથા વસ્ત્ર-અલકાર-રોકડ વગેરે પહેરામણી દેવાની વસ્તુપાળ વર્ષમા બે વાર સાધર્મિકોને નોતરી જમાડી પહેરામણી કરતા એનાથી શો લાભ ? આપણા દિલમા અર્હદ્ભક્તિના ભાવ ઊછળે, કેમકે સાધર્મિકની ઓળખમા મારા અરિહતના શાસનને જીવનમા જીવનારા અને શાશન-પરપરાને ટકાવી રાખનારા તરીકે ઓળખ હોઈ અતર્ગતપણે અરિહત નજર સામે આવે છે.

(૩) તપસ્વી, જ્ઞાની, વ્રતધારી, શાસનના રક્ષક પ્રભાવક. વગેરે સાધર્મિકના વિશિષ્ટ સન્માન કરવાના. વઢવાણના શ્રાવકે વસ્તુપાલને નોતરી એમને શાસન પ્રભાવક તરીકે પોતાની પાસેનો મહામૂલ્યવાન સૌભાગ્યવતો દક્ષિણાવર્ત શખ ભેટ કરી વિશિષ્ટ સન્માન કર્યુ ! જિનદાસ શ્રાવકે કચ્છમા બ્રહ્મચારી વિજય-વિજયાની સામે જઈ એમના વિશિષ્ટ સન્માન કર્યા જગતને વિમળકેવલીએ કરેલ વિજય-વિજયાની પ્રશસા સભળાવી કે 'મને કેવળજ્ઞાનીએ આપની ભક્તિમા ૮૪૦૦૦ મુનિઓની ભક્તિનો લાભ કહ્યો છે.

(૪) સાધર્મિકને ઋદ્ધિ-સમુદ્ધિમા ઊંચા લાવવા, ચદ્રાવતી નગરીમા સમૃદ્ધ જગસિહ શ્રાવકે ૩૬૦ સાધર્મિકોને પોતાના જેવા કરોડપતિ બનાવ્યા

(૫) બીજાની આગળ સાધર્મિકના માન ગૌરવ વધારવા પેથડશા હાથીની અબાડી પરથી ઉતરીને સાધર્મિકને ભેટતા એ લોકના દેખતા ગૌરવ કર્યુ ઝાઝણશાએ રાજાને કહેવરાવ્યુ 'મારે તો લાખોના સઘમા બધા જ સારા સારા છે તો કેટલાને લઈને તમારે ત્યા જમવા આવુ ?'

(૬) સાધર્મિકની આપત્તિ દૂર કરવી બિમારીમા સેવા કરવી, દીનહીન બની ગયેલાનો ઉદ્ધાર કરવાનો પૂર્વના કાળે શેઠિયા ખાનગી તપાસથી આપત્તિવાળા સાધર્મિકને જાણી લઈ એના ઘરના બૈરા વલોણાની છાશ લેવા આવે એટલે છાશમા ગુપ્ત રીતે સોનૈયો નખાવી દેતા, અથવા સઘમા લાણુ કરે એમા એવા આપત્તિ-વાળાને સોનૈયો ભેળવી દીધેલા ખાસ લાડુ ભેટ કરતા. અમદાવાદમા છોટાભાઈ સઘવીનો પુત્ર ટાઈફોઈડમા હતા, છતા એને મૂકીને ગુમાસ્તો ટાઈફોઈડમા પીડાતો એની વિશેષ ખબર લેતા કોઈ પૂછે તો કહેતા 'મારા છોકરાની ભાવ પૂછનારા તો ઘણા છે, આને બિચારાને ક્યા એટલા બધા ભાવ પૂછનારા છે ?

(૭) સાધર્મિકોને ધર્મમા ચઢાવવા, ધર્મકરણીની યાવત્ ચારિત્ર સુધીની સગવડ દેવી, તીર્થયાત્રા ધર્માનુષ્ઠાનના પ્રસગ યોજી એમને એમા જોડવા જૈનને નોકરી રાખતા શરત કરાય કે 'જિનપૂજા વ્યાખ્યાન-શ્રવણ રાત્રિભોજન-ત્યાગ, સાજે પ્રતિક્રમણ ઉપાશ્રયે કરવાનુ હોય તો નોકરીમા રાખુ '

શાસ્ત્રમા એક કૃપણ શ્રાવકની વાત આવે છે. સાધુ મહારાજ પાસે જવામા, એ દાનનો આગ્રહ કરે એ ભયથી સાધુના વ્યાખ્યાનમા ન જાય. એના કલ્યાણમિત્રે એને આગ્રહ કરી સારા વ્યાખ્યાતા સાધુના વ્યાખ્યાનમા લઈ ગયો. એમા વ્યાખ્યાન સાભળી પ્રતિજ્ઞા કરી 'રોજ પ્રભુને ચૈત્યવદન કરવું ભૂલાય તો બીજે દિન ઉપવાસ કરવો' આ અર્હદ્ભક્તિનો પ્રભાવ જુઓ. બીજા ભવે અન્ય પાપોના ઉદયે નાની ઉંમરમા છતી બાપની લક્ષ્મી સગાઓ લૂંટી ગયા. એ નિર્ધન થઈ ને દેશાવરે ગામ ગામ જાય, કમાય,પણ ધૂતારાથી લુટાય. એમાં એક નગરના ઉદ્યાનમા જ્ઞાની મુનિની દેશનામા મુનિને પૂછે છે, 'પ્રભુ! મારે કેમ આમ ?' ગુરુ કહે પૂર્વ ભવની નિત્ય ચૈત્યવદન ભક્તિના પુણ્યથી કમાય છે, પરતુ પૂર્વના પાપના ઉદયે લૂટાય છે.' આણે નિયમ કર્યો 'દિવસના ત્રીજા ચોથા પહોરમાં જ વેપાર-વ્યવસાય કરવો. બાકી ધર્મધ્યાન કરવુ.' ત્યા એક શ્રીમંત આને પછીથી કહે છે 'મારા ઘરે ગૃહમંદિરમા પ્રભુપૂજન તારે સભાળવાનુ, મારા બગીચામાથી ફૂલ તારે લાવવાના; ને ખાનપાન રહેઠાણ મારા' ઘરે રાખવાના.' એમ એને નિત્ય પ્રભુ-ભક્તિમા ચડાવી દીધો.

(૮) મંદિર-ઉપાશ્રયાદિમા સાધર્મિકોને પૂજા વગેરે સાધના માટેની સામ્રગી ઉપકરણ-સાધનો દેવા. ઉદાર સુખી માણસો પોતાના તરફથી ઉપાશ્રયમા ચરવલા કટાસણાં ધોતિયાં વગેરે ધર્મસામ્રગી રખાવતાં. જામનગરમા એક શ્રાવકની શ્રાવિકાએ, એકવાર શ્રાવકે ઘરે સાધર્મિક લાવી ભક્તિ કરવા પર, કકળાટ માડ્યો, એમાં શ્રાવકે ઉપાશ્રયના કારભારીને ખાનગીમા કહી.દીધુ 'આપણા તરફથી પરગામના મેમાન, પોસાતીઓ કે તપસ્વીઓને ભોજનશાળામાં ખાસ મિઠાઈ મગાવી જમાડ્યા કરજો. ખર્ચનું બીલ હું દઈ દઈશ; પણ વાત ખાનગી રાખજો, નહિતર અમારા ઘર-વાળાની જાણમાં આવતા મારી સાથે ઝગડો કરશે.

(૯) સાધર્મિકને ધર્મશ્રદ્ધા, વ્રત-નિયમ, ધર્મક્રિયા તથા ગુણમાં સ્થિરીકરણ કરવુ. જેમ રાજા સપ્રતિએ ભરતના ત્રણે ખડના ગામેગામે દાનશાળા વગેરેથી શાસન-પ્રભાવના કરેલી. દક્ષિણદેશમાં નવા સાધર્મિકો બનાવી દીધેલા. ભરત ચક્રવર્તી પોતાના રસોડે લાખો સાધર્મિકોને જમાડતા અને એમને વ્રત-નિયમ-સામાયિક તથા શાસ્ત્રાધ્યયન-વેદાધ્યયન કરાવતા, ભરતે પોતે જ જૈન વેદોની રચના કરેલી.

**આર્દ્રકુમાર**ના જીવે પૂર્વભવે અસાધ્ય જેવા દરદથી બિમાર પત્ની પરના અથાગ રાગથી 'જો એ સાજી થઈ જાય, તો મારે ચારિત્ર લેવું એવો નિયમ કર્યો. નિયમના પ્રભાવે પેલી સાજી તો થઈ ગઈ પરતુ ભાઈ ઢીલા પડ્યા. એના પરના અથાગ રાગથી હવે ચારિત્ર લેવાના અખાડા કરે છે. પત્નીએ ઉપદેશ આપી પાણી ચડાવ્યુ નિયમપાલનમા સ્થિર કર્યો ત્યારે એણે ચારિત્ર લીધુ.'

(૧૦) સાધર્મિકને પાપ-વ્યસન, કષાય કે નિદા અસત્યાદિ પાપથી પાછા વાળવા  જબૂસ્વામીના બાપ ઋષભદત્તે ભાઈને જુગારી થઈ જવાથી કાઢી મૂક્યો પણ પછીથી એ ભાઈ એકવાર જુગારમા બહુ હારવાથી લેણદાર જુગારીઓ વડે ઢોરમારથી કૂટાયો, ઋષભદત્તે ધર્મ કરવાની કબુલાત લઈ ઘરે લાવી સારવાર કરી, આશ્રય આપ્યો તો એ મહાન ધર્મઆરાધક થઈ ગયો ...

(૧૧) સાધર્મિકોના આપણી સાથેના કલેશ કલહ શમાવવા, ઉદાયન રાજાએ મૂર્તિચોર અને દાસીચોર ચંડપ્રદ્યોતને યુદ્ધમા હરાવી એને પાજરામા કેદ કરી લઈને એ આવતા હતા. વચમાં પર્યુષણા આવ્યા, તો ક્ષમાપનારૂપે એને છૂટો કરી એનુ રાજ્ય પાછુ આપ્યુ...

(૧૨) બીજાઓથી સાધર્મિકના કરાતા અપમાન, પરાભવ, ત્રાસ, કષ્ટ દૂર કરવા. નાકોડા કેમ ઉજ્જડ થયુ ? એકવાર રાજકુમારે એક જૈન કન્યાની છેડતી કરી. એના બાપે નગરશેઠને કહ્યુ. નગરશેઠે રાજાને ફરિયાદ કરતા રાજા કહે, 'હજી એ નાદાન છે સહેજ પ્રેમ બતાવ્યો, એમા શુ બગડી ગયુ ?' નગરશેઠે ખાનગીમા જૈન આગેવાનોને ભેગા કરી કહ્યુ 'આ રાજ્યમા આપણી સલામતી નથી, કેમકે કાલે ઊઠીને એ રાજકુમાર રાજા થશે.' ખાનગીમા નક્કી કર્યુ કે જૈનસઘે અહીથી બીજા રાજ્યમા વસવા ચાલ્યા જવુ સાધનહીનને સાધન આપીને પણ લઈ જવા ' જેસલમેર રાજ્યના રાજાને ખાનગીમા મળીને આશ્રય આપવા વિનતિ કરી. એતો પોતાના રાજ્યની આબાદી વધે એવુ ઈચ્છે જ, કબુલ કર્યુ. રાજા પાસે વસવાટના મુકામો નક્કી કરાવ્યા.-અહી નગરશેઠ નાકોડાના રાજાને કહે 'અમારે-તીર્થયાત્રાએ સઘ લઈને જવુ છે, સિપાઈઓની સગવડ આપો.' આપી, બધાએ પોતપોતાનો બધો સામાન લઈ ગાડા ભર્યા આખો સઘ પહોચી ગયો નક્કી કરેલા જેસલમેર રાજ્યમાં; તે ત્યા વસી ગયો. સિપાઈઓ રાહ જુએ છે, 'ક્યારે પાછા જવાનુ ?' નગરશેઠ કહે 'તમે જાઓ પાછા. અમે તો અહી જ રહેવાના છીએ. કહેજો મહારાજાને તમારા પુત્રના રાજ્યમા અમારી સલામતી નથી.' આમ નગરશેઠ અને બીજા શેઠિયાઓએ સાધર્મિકના કુટુબોની શીલ-સલામતી માટે ભોગ આપીને એમને બીજા રાજ્યમા લઈ ચાલ્યા.....

(૧૩) તેમ, પરદેશ કમાણી કરવા ગયેલા જૈન યુવાને જ્યારે સાંભળ્યુ કે સિહોદર રાજા વજ્જઘના નામના નાના સમકિતી રાજા પર અચાનક યુદ્ધ લઈ જઈ તેને હરાવશે તો સાધર્મિક યુવાનનો સાધર્મિક ભક્તિથી પ્રેરાઈને તેને રાતોરાત સમાચાર પહોચાડી બચાવ્યો. આ શુ ? સાધર્મિક રાજા પર અપાર સ્નેહ ....કે 'સાધર્મિકને આપત્તિ આવી છે તો લાવ તેને બચાવવા બધુ કરી છુટુ '

આ બધા સાધર્મિકભક્તિના પ્રકારો નોધી રાખો, વારવાર વાચી વાચી ગોખી રાખો, એટલે અવસરે અવસરે જ્યા જ્યા મોકો મળે, ત્યા ત્યા તે અમલમા લાવી શકાય. ટુકમા, પ્રસગે આપણી જાત માટે આપણે શુ ઈચ્છીએ,-એ ધ્યાનમા રાખી સાધર્મિકના યોગમા એના પ્રત્યે એવુ વર્તન કરવુ, વર્તાવ રાખવો.

# (૩) યાત્રાત્રિક



પ્રતિવર્ષ કરવાનું ત્રીજુ કર્તવ્ય ત્રણ જાતની યાત્રા છે,

(૧) અષ્ટાન્હિકા યાત્રા, (૨) રથયાત્રા, અને (૩) તીર્થયાત્રા.

ત્રણે ય યાત્રા તીર્થંકર ભગવાનની ભક્તિરૂપે છે, પ્રભુના આપણા પર આ ઉત્તમ માનવભવથી માડી અનેકાનેક પુણ્યાઈ પામવામા અગણ્ય ઉપકાર છે; એની કૃતજ્ઞતારૂપે પણ આ કર્તવ્યો બજાવવા જેવા છે બાકી આવા ઉત્તમ કર્તવ્યો બજાવતાં, (૧) શ્રી અરિહતપ્રભુનું વારવાર સુદર પ્રણિધાન થવાથી જ્ઞાનાવરણીયાદિ પાપકર્મોની મોટી ભેખડો તુટે છે; (૨) આત્મામા અપૂર્વ નિર્મળતા અને શુભ ભાવોલ્લાસ પ્રગટે છે; (૩) ચિત્ત વિશુદ્ધ બનવાથી અનેક બીજા સુકૃત-સદ્નુષ્ઠાન અને સદ્‌વિચારોને અવકાશ મળે છે, (૪) બહુવારના અરિહત-પ્રણિધાનથી ભવાતર માટે અરિહતનુ આપણા આત્મામાં રિઝર્વેશન થાય છે.

(૧) અષ્ટાન્હિકા યાત્રામા જિનન્દ્ર ભક્તિ ને અઠ્ઠાઈ મહોત્સવ આવે. એ માટે જિનમદિર અને બહારનો ભાગ શણગારાય; નોબત-ચોઘડીયા વાગે; પ્રભુભક્તિના વિવિધ ગીત-સગીતના કાર્યક્રમ રખાય; પ્રભુજીને વિશિષ્ટ અંગરચના તથા મદિરમા બીજી સુદર રચનાઓ થાય. દેવતાઓ નંદીશ્વર દ્વીપ વગેરેમા ભવ્ય જિનભક્તિ-ઉત્સવ ઉજવે છે

ઉત્સવમાં કાલાનુસાર યોગ્ય આકર્ષક તત્વની જરૂર છે કોન્સર્ટ, સિનેમા, રેડિયો, સગીત પાર્ટીઓ, વગેરે આજના બાહ્ય નવી જૈન પ્રજાને પણ યોગ્ય ધાર્મિક આકર્ષક તત્વોની જરૂર છે અઠ્ઠાઈ મહોત્સવ એવી રીતે ઉજવાવા જોઈએ. આઠ પૂજાનો કાર્યક્રમ તો રાખ્યો હોય, પણ આગી સામાન્ય હોય, ને પ્રવૃત્તિવાળા શહેરમા રજા સિવાયના દિવસોમા ભોજક અને ૫-૧૦ ભાઈઓ પૂજા ભણાવી પતાવે, પૈસાના પૈસા ખર્ચાય, એમા લાભ કેટલો ? અને એ કરતા ભલે ત્રણ પૂજા પણ સાજ-સરજામ અને પ્રભાવક અગોવાળી ભણાવી હોય, રોજ પ્રભુને અગરચના તથા આજુબાજુ ડેકોરેશન-શણગાર વિશિષ્ટ કોટીના બનાવ્યા હોય, ને એ રીતે સાજના ભાવના વિશિષ્ટ જમાવી હોય, તો લોકસમૂહ ઉલટે. એમાં લાભ કેટલો ? રાબેતા મુજબ કરવું એ જુદુ, અને વિશિષ્ટ ભકિત-ભાવોલ્લાસ જગાડનારી યોજનાવાળુ કરવુ એ જુદું.

આ અષ્ટાન્હિકા યાત્રાનુ કર્તવ્ય બજાવવાનુ તે શક્તિ હોય તો આખુ ય પોતાના તરફથી, નહિતર સઘ-શાહી ઉત્સવમા ફાળો આપીને પણ

વર્ષમા એકવાર તો અવશ્ય કરવાનુ

(૨) રથયાત્રામા કમમા કમ વર્ષે એકવાર ભગવાનને સુશોભિત રથમાં પધરાવી મોટો દબદબાભર્યો વરઘોડો કાઢવાનો એમાં અનેક પ્રકારના વાજિત્રો વાહનો ઉપરાત ગાયકમડળીઓ, તથા ઉદ્‌ભટ નહિ એવી જનઆકર્ષક શાતરસ-પોષક યોજનાઓ હોય. શ્રી પંચાશકજી શાસ્ત્રમા શ્રી હરિભદ્રસૂરિજી મહારાજે પ્રભુના કલ્યાણકની ઉજવણીનો વિશિષ્ટ પ્રકાર બતાવ્યો છે. નગરના રાજાને સઘ વિજ્ઞપ્તિ કરે, ‘આજે ત્રણ લોકના અધિપતિ પરમાત્માની ભક્તિના મહાન ઉત્સવની ઉજવણીમા ભાગ લેવા આપને વિનંતિ કરવા આવ્યા છીએ.’ પછી રાજા પણ સમજે કે ‘હુ તો એક નાનકડા રાજ્યનો રાજા, આ પરમાત્મા ત્રણ જગતના સમ્રાટ, એમના ભક્તિ-ઉત્સવમાં મારે ભાગ લેવો જ જોઈએ,’ એટલે એ કા તો જાતે આવે, અગર વરઘોડાની વિશિષ્ટ સામગ્રી આપે. પછી નગરમા સ્થળે સ્થળે માડવા ને માચડા બધાય, તોરણો-કમાનો-દરવાજા ઊભા કરાય, તથા વરઘોડામા અનેક શોભાઓ હોય પ્રભુના દીક્ષા કલ્યાણકના વરઘોડાનુ વર્ણન તો સાભળ્યુ છે ને ? કેટકેટલા આકર્ષણ તથા શોભાઓભર્યો એ લાબો વરઘોડો ! એટલો પસાર થાય ત્યા લોકોને ભારે આતુરતા જાગી હોય કે જેનો આ વરઘોડો છે, તે પરમાત્માની કેવી ય શોભા હશે ! એમાં જ્યાં વિશાળ શિબિકામાં બિરાજમાન, અને દિવ્યશા અલકારો અને મુગટથી શોભતા પ્રભુ પધારે, ત્યા પ્રેક્ષકના દિલમા ભક્તિના પૂર ઊભરાય, સંવેગ વિરાગની ઝળક જાગે, આંખ આનદથી અશ્રુભીની થાય, દિવસો અને મહિનાઓ કે વર્ષો સુધી એના સુખદ સંસ્મરણ-સભારણાં કાયમ રહે !

વર્તમાનકાળે કલકત્તામા કારતક સુદ પૂનમે વરઘોડો નીકળે છે. જેમા ટ્રાફીક કન્ટ્રોલ કરવા લાખ રૂપિયા ખર્ચાય છે. તારના દોરડા કાપવા પડે તેટલી ઊંચી ઈન્દ્રધજા હોય છે. જોવા લોકો ઊમટે છે

મહારાજા કુમારપાળના વખતમા રથયાત્રાનો વરઘોડો ચૈત્ર વદ ૮, (ગુજરાતી ફાગણ વદ ૮) ના રોજ મોટી વિભૂતિથી જયમગળને કરતો નીકળતો. એમાં સુવર્ણ રથ, હાથી, ઘોડા, લશ્કર વગેરેનો આડબર ભારે ! આ વરઘોડો એટલે, નીકળીને એકી કલમે શહેરમા ફરી ઊતરી જનારો નહિ; એના તો વચ્ચે વચ્ચે મુકામો થાય. પહેલો મુકામ મહારાજા કુમારપાળના આગણે. ત્યા ભક્તિભાવના થાય, પ્રભુજીને અભિષેક થાય, ભેટ કરેલા ભારે વસ્ત્ર-અલકારો હીરામાણેકથી અગરચના થાય, પછી વરઘોડો આગળ ચાલે. પાટણમા ૧૮૦૦ કરોડપતિઓ, એ ભક્તિ કરનારા હોય એટલે પૂછવાનું શું ? વચમા કેવા વિશાળ મંડપોમાં મુકામ થાય ! અને કેવી ભાવ-ભક્તિ-રસની છોળો ઊછળે ! શ્રી જિનેન્દ્રદેવના આ ભક્તિ-સન્માન જોઈને લોકનાં મિથ્યાત્વ કેવા ઓગળી જતા હશે ! સમ્યકત્વ અને ધર્મરગ-સંવેગમા કેવી ભરતી ચઢતી હશે !

કલ્યાણકની ઉજવણી આ રીતે કરાવી જોઈએ. ચોવીસ ભગવાનના દરેકના ચ્યવન - જન્મ - દીક્ષા - કેવળજ્ઞાન - નિર્વાણ કલ્યાણક, કુલ ૧૨૦ કલ્યાણક. જે ચ્યવન વગેરે પ્રસંગ ત્રણેય લોકના જીવોને માટે 'કલ્ય' એટલે કે સુખને 'અણક' એટલે બોલાવે, અર્થાત્ સુખ આપે તે કલ્યાણક કહેવાય. માત્ર તીર્થકર ભગવાનના જ ચ્યવન વગેરે કલ્યાણકરૂપ બને. શાસ્ત્રે એવા કલ્યાણક દિવસોને પર્વ કહ્યા છે. ૧૨૦ કલ્યાણકમા ન બને તો નિકટના ઉપકારી પ્રભુ શ્રી મહાવીરદેવનાં પાચ કલ્યાણકના દબદબાભર્યા વરઘોડા રથયાત્રા તો નીકળી શકે ને ? એમાંય આજે જ્યારે લોક ૧૫ મી ઓગસ્ટ આઝાદી દિન ઊજવે છે, ત્યારે આપણે ત્યાં વૈશાખ સુદ ૧૦ પ્રભુનું કેવળજ્ઞાન કલ્યાણક અને સુદ ૧૧ શાસનસ્થાપનાનો દિન છે, એની ઉજવણી જોઈએ કે નહિ ? એની ઉજવણીથી શો લાભ ? જાણો છો ?

**શાસનસ્થાપના દિન વૈ. સુ. ૧૧ની ઊજવણી કેમ ? :-**

એ દિવસે ગૌતમાદિ ૧૧ ગણધરો તથા એમના ૪૪૦૦ શિષ્યોની દીક્ષા, ગણધરો દ્વારા દ્વાદશાંગીની રચના, ચતુર્વિધ સઘની સ્થાપના, ઈન્દ્રાદિ કરોડો દેવો ત્યાં નમસ્કાર કરે, એ બધો પ્રસગ કેટલો બધો અદ્ભૂત ! આલ્હાદકારી ! એ શાસનસ્થાપનાનુ સઘમાં સંસ્મરણ તાજુ થાય, શાસન પ્રત્યે સદ્ભાવ વધી જાય. પરતુ મૂળમા કલ્યાણક તિથિનો અપૂર્વ મહિમા સમજાવો જોઈએ. કલ્યાણક ભૂમિઓનો મહિમા છે ને આજે ? તો પછી કલ્યાણક તિથિનો મહિમા ન હોય ? બાર પર્વતિથિ આરાધ્ય છે, અને કલ્યાણક તિથિ આરાધ્ય નથી એવુ નથી. મૌન અગિયારસે ૧૫૦ કલ્યાણક શી રીતે થાય છે ? પાંચેય ભરત અને પાચેય ઐરવત ક્ષેત્રના, અને તે પણ અતીત, વર્તમાન અને ભાવી ચોવીસીના પ્રભુના આજ દિવસે થયેલ ૫-૫ કલ્યાણક ગણીને ૧૫૦ થાય છે. તો એ કલ્યાણકના નિત્ય પર્વનુ ઓછું મહત્ત્વ નથી. એની તે તે દિવસે આરાધના પણ જરાય ગૌણ નહિ કરવાની. બીજું વધારે ન બને, તો છેવટે તે તે પ્રભુના નામની તે તે કલ્યાણકના ઉલ્લેખ સાથે નવકારવાળી ગણીને પણ કલ્યાણકનું સ્મરણ કરવું જોઈએ. એમાં કેટલો ટાઈમ લાગે ? ટાઈમની બહુ કિમતવાળા છો ? મિનિટ મિનિટનો સદ્ઉપયોગ કરનારા છો ? તો આમાં તો ૨-૩ મિનિટનુ જ કામ કે વધારે ? મનને થાય કે 'આ અવસર્પિણીના ૨૪ તીર્થકર મારા પરમ ઉપકારી ! બીજુ કાઈ ન કરી શકુ તો એમને કલ્યાણક દિવસે ૨-૩ મિનિટ તો યાદ કરૂ ?' ભવાતરમાં પુણ્ય જેવુ કંઈ લઈ જવુ છે કે નહિ ?

(૩) **તીર્થયાત્રામાં** પ્રતિવર્ષ એકાદ પણ કોઈ મોટા તીર્થની વિધિપૂર્વક યાત્રા કરવી તે આવે. તીર્થોમા શત્રુંજય, ગિરનાર, આબુ, તારગા, રાણકપુર, સમેતશિખર... . વગેરે તીર્થો છે. એમ પાવાપુરી, ભદ્દિલપુર, હસ્તિનાપુર, ક્ષત્રિયકુડ, ચપાપુરી વગેરે કલ્યાણક ભૂમિઓ પણ તીર્થો છે.

તીર્થયાત્રાના ફળમા, શાસ્ત્ર ચાર મહાન લાભ કહે છે - 'શ્રી તીર્થપાન્થરજસા વિરજી ભવન્તિ' તીર્થે ભ્રમન્તો ન ભવે ભ્રમન્તિ ... (૧) તીર્થે ગયેલ યાત્રિકોની ચરણ-સ્પૃષ્ટ રજથી આપણી કર્મરજ દૂર થાય છે. આ રજ પણ કિમતી છે. જડની આખે દેખવાથી આ ન સમજાય. બાકી પુણ્યની રજ કેટલા ગજબ સર્જન કરે છે ! ખાલી ધૂળ સમજે એને શુ મળે ? (૨) તીર્થોમા વારવાર ભમવાથી ભવ-સસારમા ભમવુ પડતુ નથી. (૩) તીર્થમા દ્રવ્યવ્યયથી સ્થિર આત્મસપત્તિ મળે છે ને (૪) જગત્પૂજ્ય શ્રી તીર્થપતિની ભક્તિથી પૂજ્ય બનાય છે. (૫) તીર્થયાત્રાથી વળી સમ્યગ્દર્શન નિર્મળ બને છે, (૬) હૈયે સવેગરગના તરગો ઊછળે છે, (૭) વૈરાગ્ય-વૃદ્ધિ થાય છે (૮) ભિન્ન ભિન્ન દેશના સઘોના દર્શન મળે છે. તીર્થ વિના આ બધુ ક્યા મળે ? વળી (૯) પૂર્વે પાદયાત્રાથી ગામેગામના મદિરો જુહારવા મળતા ! એમા (૧૦) દિવસોના દિવસો સસારના પાપવ્યાપારના તાપથી નિવૃત્તિ મળતી આજે પણ પ્રમાણમા નિવૃત્તિ મળે છે. (૧૧) સઘ-ભક્તિનો પણ લાભ મળે છે (૧૨) સગા-સ્નેહીને યાત્રાએ લઈ જવાથી એમનુ પણ આત્મહિત થવામા નિમિત્ત બનાય છે, કલ્યાણ-મિત્ર થવાનુ મળે છે, પિતૃભક્ત-માતૃભક્ત બનવાનો લાભ મળે છે.

જેમકે, યુવાન દાદુ મારવાડી માતાને વરસીતપનુ પારણુ કરાવવા પાલીતાણે લઈ ગયો. વૈ.સુ ૩ સવારે તળેટીએ ડોલીવાળાને કહે 'લઈ લે માજીને, શુ લઈશ ? પેલો કહે '૧૦ રૂા ' 'હોય ? ડોળી તો બાર આનામા આવે ' 'શેઠ પોસ મહિને આવજો, ૧૨ આનામા લઈ જઈશ. આજે તો અખાત્રીજ પારણાનો દિવસ છે ' યુવાન કહે 'હશે, લે બે રૂા. લે અઢી લે ચાર લે . પાચ લે.' 'ના શેઠ ! રૂા. દશમા એક ફદીયું ઓછુ નહિ ' દાદુ માતાને કહે 'મા ! નકામા રૂા ૧૦ બગાડવાનુ શુ કામ છે ? એ દશ રૂા. ના પ્રભુને ફૂલ ચડાવશુ. આવી જા મારા ખભા પર ઊચકીને ડુગર ચડાવી દઈશ '

અરે દીકરા ! ઊચકાય ?

'મા ! તુ મને પેટમા ૯-૯ મહિના ઊચકીને ફરી છે, તો દાદાની યાત્રાર્થે અત્યારે હુ તને એકવાર ન ઊચકુ ?' માતાએ વર્ષીતપમા છેલ્લી અઠ્ઠાઈ કરેલી તે ફોતરા જેવા એના શરીરને યુવાને ખભે ઊચકીને હડા ચડાવી ઉપર પહોચાડી દીધી દાદાના દર્શન કરાવ્યા જય આદેસરદાદા !'

પછી કહે છે 'બોલ મા ! હવે શુ જોઈએ ?'

મા કહે - 'દાદાને પહેલો પખાળ' મારવાડીએ મોટી રકમથી પહેલો ચઢાવો લઈ પખાળ કરાવ્યો

'બોલ મા ! હવે શુ જોઈએ ?'

આ ભાટ-બારોટ-પૂજારીઓ આ દહાડે આશા રાખે. લાવ પરચુરણની થેલી, વહેચુ.' વહેચતી વહેચતી નીચે ઊતરે છે. ડોળીવાળા મળ્યા, પૂછે છે, 'શેઠ તમે તો દશ નહિ પાંચ આપુ કહેતા હતા ને ? ને આટલા બધા ખરચી આવ્યા ?'

મારવાડી કહે 'ઘેલા ! આ રૂપિયા તો મારા આદેસર દાદાના આપેલા હતા, તેથી જેના આપેલા હોય, એના ખોળે જાય ? કે તારા ખોળે ?'

વળી, તીર્થયાત્રાના લાભમાં, (૧૩) તીર્થની ઉન્નતિનો લાભ મળે છે, (૧૪) જિનાજ્ઞાનુ પાલન કરવાનો ઉત્તમ લાભ મળે છે, અપૂર્વ કર્મક્ષય થાય છે. (૧૫) સ્વર્ગાદિ સદ્ગતિ પ્રાપ્ત થાય છે.... યાવત્ (૧૬) મુક્તિ નિકટ બને છે. આવા ઉત્તમ લાભોના કદ સમી તીર્થયાત્રા અનેકોને કરાવવામા તો કેટલું ગજબ સુકૃત કર્યુ ગણાય! માટે જ શક્તિસંપન્નો તીર્થયાત્રાના સઘ લઈને જતા.

વિક્રમાદિત્ય રાજાએ સિદ્ધગિરિનો સઘ કાઢ્યો તે વખતે શ્રાવકોની વસતી કરોડોની હતી એમ ઈતિહાસકારો પણ કહે છે. રાજા વિક્રમના સંઘમા લાખ કુટુબો હતા. ૧૧૦ લાખ તો ગાડા હતા ! સેકડો ચલમદિરો સાથે હતા. તે પણ સુવર્ણના ૧૬૯, ચંદન અને હાથીદાંતના ૫૦૦ ! પાચ હજાર તો શ્રી સિદ્ધસેન દિવાકર આદિ આચાર્યો હતા ! ત્યારે મુનિઓ કેટલા હશે ? સંઘપતિ વિક્રમ કોણ ? સિદ્ધસેનદિવાકર મહારાજથી પ્રતિબોધ પામેલો; જેના નામનો સવત્સર ચાલે છે !

સિદ્ધસેન દિવાકર મહારાજ ગુપ્ત મુનિવેશે સન્યાસી તરીકે ફરતા હતા. અવંતી દેશમા આવ્યા. ત્યાં શિવના મોટા મંદિરમા શિવના લિગ સામે પગ લાબો કરી બેઠા.

પૂજારી કહે છે 'બાવાજી ! યહ ક્યા કરતે હો ઈશ્વર કે સામને ?'

આ સાભળે જ શાના ? પૂજારીઓએ રાજાને ખબર આપી. રાજા કહે કૌન હૈ વૈસા અભિમાની ? લગાઓ સાટકે.'

બસ, દિવાકરજીના બૈડા પર સાટકા ઝીકાવા મડ્યા ! પરતુ ત્યાં તો રાણીવાસમાં રાડેરાડ પડી 'મર ગયે ! મર ગયે ! યે કૌન ફટકારતે હૈ?'

સાટકા ઝીકાય અહી, ને વાગે રાણીઓને !! રાજા સમજી ગયો, સાટકા બધ કરાવી દોડતો આવ્યો, હાથ જોડતો કહે છે, 'મહાત્માજી ! ક્ષમા કીજિયે; ઐસા ક્યોં કરતે હૈં ?'

ક્યા ક્યોં ? ચોરીકા માલ બહાર નીકાલને કે લિયે.'

રાજાની બલા જાણે ચોરી શી ? પૂછે છે, 'બતલાઈએ' ત્યા સિદ્ધસેન દિવાકર મહારાજે કલ્યાણમદિર સ્તોત્રની રચના કરી, 'ક્રોધસ્ત્વયા યદિ વિભો! ' ગાથા બોલતા શિવલિગમાથી ધુમાડાના ગોટેગોટા નીકળવા માડ્યા, લિગ ફાટ્યુ, અને એમાથી અવતી પાર્શ્વનાથ ભગવાનની મનોહર મૂર્તિ ઉપર આવી !

વિક્રમને સમજાવ્યુ કે, મહાત્મા અવતી સુકુમાલ ખીલતી યુવાની અને ભરપૂર વૈભવવિલાસમા હતા મુનિનો શાસ્ત્રસ્વાધ્યાય સાભળી જાતિસ્મરણ જ્ઞાન થયુ શિયાળણીએ પગ કરડ્યા, જાઘ ચાવી, પેટ ફાડ્યુ, કોમળ કોમળ માસના પિડા ખાધા ૯ થી ૧૨ કલાક સુધી ઘોર પીડા સહી ! એ કાળ કરી સ્વર્ગે ગયા. ત્યા એમના પુત્ર મહાકાલે મોટુ જિનમદિર બાધ્યુ તે આ જ બ્રાહ્મણોએ પાછળથી મદિર દાબ્યુ, પ્રભુજીને ભૂમિમા પધરાવી ઉપર શિવલિગ સ્થાપ્યુ. ચોરી ખરી કે નહિ ?' વિક્રમાદિત્ય રાજા ત્યા જૈનધર્મ પામ્યો, પછી તો એણે તીર્થયાત્રા સઘ આદિ અનેક પ્રકારથી જ્વલત શાસન-પ્રભાવના કરી

બીજા સઘો કાઢનારમા આભુએ યાત્રાસઘમા ૧૨ ક્રોડનો ખર્ચ કર્યો ! વસ્તુપાલે બાર વાર સઘ કાઢ્યા ! તેરમી વારે વચમા સ્વર્ગવાસ પામ્યા કુમારપાળના સઘમા ૧૮૭૪ તો મદિર હતા, ત્યારે સઘ કેટલો મોટો ! દેસલે ૧૪ યાત્રા-સઘમા ૧૪ ક્રોડ દ્રવ્ય ખર્ચ્યુ ! પેથડશાહના સઘમા ૭ લાખ યાત્રિકો હતા હમણા એક મારવાડના ભાગ્યશાળીએ સઘ કાઢેલો તેમા ભારે સઘભક્તિ પણ કરી સઘવી સઘમા આટા મારે, જ્યા જરૂર દેખી કે ત્યા કપડા, ગરમ ધાબળા, ક્રિયાના ઉપકરણ વગેરે આપ્યે જ રાખે છોકરાઓને બદામ પીસ્તાના મૂઠેમૂઠા દીધ્યે રાખે, જમણ વગેરે પણ અવ્વલ! તમે મોટા સઘ ન કાઢી શકો તો પણ ૨-૪ સાધર્મિકને ઉદાર તીર્થયાત્રા કરાવી શકો ને ?

**ઉત્તમ તીર્થયાત્રા છ'રી' પાળીને, -**

૧ સચિત્તપરિહારી, ૨ એકલઆહારી (એકાશન), ૩ ભૂમિસથારી-સથારે સુવાનુ, ૪ પાદવિહારી, ૫. બ્રહ્મચારી, અને ૬ સમ્યકત્વધારી તીર્થયાત્રાથી થતા લાભમા શાસ્ત્ર કહે છે,

**'સદા શુભ-ધ્યાનમસાર-લક્ષ્મ્યાઃ** ફલ ચતુર્ધા સુકૃતામિરુચ્ચૈ , તીર્થોન્નતિસ્તીર્થકૃતા પદાપ્તિ, ગૃણા હિ યાત્રા-પ્રભવા. સ્યુરેતે'

સતત શુભધ્યાન, અસાર લક્ષ્મીનો સદુપયોગ, તન-મન-ધન-વચનથી ઉચા સુકૃત, તીર્થપ્રભાવના અને તીર્થકર પદની પ્રાપ્તિ, આ લાભો તીર્થયાત્રાથી જન્મે છે

## (૪) સ્નાત્રમહોત્સવ

વાર્ષિક ૧૧ કર્તવ્યોમા ચોથુ કર્તવ્ય છે સ્નાત્ર મહોત્સવ આ સ્નાત્ર મહોત્સવ બને તો મોટા દિવસે અગર વર્ષમા એક વાર મહાન સ્નાત્રમહોત્સવ ઉજવવાનો એમા દેવદેવેન્દ્રોએ જેમ મેરુ શિખર પર પ્રભુનો જન્માભિષેક ઉજવ્યો, એમ એને અનુસરીને ઠાઠ જમાવી સ્નાત્ર ભણાવવાનું વિવિધ સંગીત-રાગ-આલાપ-તાલ-તાલી-ડાંડિયા નૃત્ય વગેરેની રગત જમાવાય. મેરુપર્વતની રચના થાય. ઈન્દ્ર વગેરેની ઉછામણી (બોલી) બોલીને સ્થાપના થાય. પછી દેવતાઓ જેમ ક્ષીરસાગર અને મગધાદિ તીર્થમાથી પાણી અને માટી-ઔષધિ લાવ્યા તે વિધિથી અહી લવાય પ્રભુજીને સૌધર્મેન્દ્ર માતા પાસેથી લઈ આવ્યા હતા એવી વિધિથી લઈ અવાય ઈત્યાદિ રીતે સ્નાત્રમહોત્સવ કરવાનો.

અથવા સ્નાત્ર વિધિ પ્રમાણે પ્રભુજીને ત્રિગડામા પધરાવી બધી સ્નાત્ર સામગ્રી હાજર રખાય. પહેલાં કુસુમાજલિઓ અપાય પછી પૂર્વભવે પ્રભુએ વીસસ્થાનક આરાધેલા અને જગતના સર્વ જીવો પર કરુણાભાવના કરેલી તેથી તીર્થકરનામકર્મનુ પુણ્ય ઉપાર્જેલુ એની ભાવના કરાય. પછી ૧૪ સ્વપ્ન કમસર ઉતારાય વગેરે વગેરે વિધિ ઠાઠથી ઉજવાય સકલસંઘ ભેગો મળી આ સ્નાત્ર ધામધુમથી ઉજવે એમા વચમા વચમા સગીતકારો ગીત વાજિત્રોના રંગ જમાવે. આવો સ્નાત્ર મહોત્સવ ભદ્રક જૈનેતર લોકને જોવા મળે તો એ પણ પરમાત્મા ભક્તિની લોકોત્તર પદ્ધતિ જોઈને જૈનધર્મ પ્રત્યે આકર્ષાય એટલે જૈન શાસનની પ્રભાવના થાય તેમજ જૈન ઊગતી પ્રજામા એના સુદર સસ્કાર પડે, પરમાત્માની ઈતર ધર્મોના ઈશ્વર કરતા અનેરી વિશેષતા સમજે. સ્નાત્ર મહોત્સવ ઠાઠથી ઉજવવામા સારો એવો લક્ષ્મી વ્યય કરતાં પરમપાત્રમાં ય પોતાની સપત્તિનો વિનિયોગ થાય જિનભક્તિની ભાવ ઉજવણીથી સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થાય, નિર્મળતા થાય ઈત્યાદિ, મહાલાભ જોઈ આ કર્તવ્ય ઠાઠથી બજાવવુ જોઈએ

મહાસ્નાત્રમા શાંતિસ્નાત્ર-અષ્ટોત્તરીસ્નાત્ર, નવાણુ અભિષેકની પૂજા વગેરે ઊજવી શકાય આમા અનેક પ્રકારે બોલીઓ બોલાય. અહી દૃષ્ટાન્તમા પેથડશાને યાદ કર્યા છે. પેથડશા મહામત્રી સઘ લઈને શ્રી ગીરનારજી પર ગયા છે ત્યા દિગબરો પણ આવેલા છે, અને એમણે ઝગડો માડ્યો છે કે આ તીર્થ અમારુ છે. ઝગડા આજે જ છે ? ના, જેને બનાવટી નવુ કરવુ હોય એને ઝગડો માડવો પડે છે, અને તે પૂર્વકાળમા પણ હતુ. પણ ફરક આટલો હતો કે લોક શ્રદ્ધામા મક્કમ હતુ, તેથી એવાઓથી દોરવાતુ નહિ આજે તો બુદ્ધિના તુક્કા પર આકર્ષણ છે, એટલે ગમે તેવા કુતર્કભર્યા તુક્કા પર દોરવાઈ જવાય છે ! બીજો ફરક એ, કે પૂર્વે શ્રદ્ધાની સાથે ભોગ આપવાની વાત હતી, અને એમા ય શક્તિસપન્ન આત્મા જાતે

એકલા, મહાન ભોગ આપતા, અને માર્ગની-તીર્થની રક્ષા કરતા આજે એ બહુ ઓછુ દેખાય છે, અને ઉપરથી સઘને ઠબકારવાનુ તથા રોદણા રોવાનુ ચાલે છે આ સ્થિતિ સુધારવા જેવી છે.

ત્યા દિગબરો હઠ પકડી બેઠા પેથડશાએ રસ્તો કાઢ્યો. કહે છે,- ઈન્દ્રમાળા-તીર્થમાળા પહેરવાની બોલી બોલો, જે વધારે બોલે તેના પક્ષનુ આ તીર્થ ગણાશે દિગબરો મજુર થયા, ઉછરામણી ચાલી રૂપિયાએ પત્યુ નહિ, સોનાથી બોલી બોલે છે ૧ ધડી સોનુ, ૨ ધડી સોનુ, .. ૫ ૧૦ દિગબરોએ આગળ આક વધારવા એમના આખા સઘનુ ભેગુ કરીને કર્યુ હશે ૨૮ ધડી સુધી તો આગળ વધ્યા, પણ જ્યાં પેથડશાએ છપ્પન ધડીનો આક કહ્યો, ત્યા એમના ઠાઠિયા બેસી ગયા ! આદેશ અપાઈ ગયો તીર્થ શ્વેતાંબરોનુ કાયમ રહ્યુ પેથડશાની આવડી જગી રકમ પોતાના એકલાની હો ! સઘમા ફડ-ફાળો ટીપ ટકોરો કરવાની વાત નહિ કારણ કે સમજતા હતા કે આટલુ બધુ ધન પ્રભુના ઉપકારે મને પોતાને મળ્યુ છે, તો પ્રભુની સેવાના કાર્યમા મારે ભાગીદાર કેમ શોધાય ?' બાકી તન-મન-ધનનો સાચો ઉપયોગ જ આવા સુકૃતમા છે કહ્યુ છે,-

'કૃપણ માણસો નીચી ગતિમા જવાની તૈયારીમા હોય છે માટે ધનને નીચે દાટે છે સત્પુરુષો ઊચા સ્થાનના ઈચ્છુ હોય છે, તેથી ગુરુ કે મદિર વગેરે ઊચા સ્થાને કુમારપાળરાજાની જેમ ધનને યોજે છે '

કુમારપાળ મહારાજાની રાજધાની પાટણમા ૧૮૦૦ કરોડપતિઓ હતા. મહારાજાની રોજની મધ્યાહ્નકાળની પૂજા-સ્નાત્ર ભક્તિમાં આ કરોડપતિઓ અને સામત રાજાઓ પણ જોડાતા એકવાર એમા આરતી ઉતારતા મહારાજાના હાથ વચમા અટકી પડ્યા ! થોડીવાર પછી હાથ ચાલુ થઈ આરતી પૂરી કરી પછી ચૈત્યવદનાદિ કરી બહાર નીકળ્યા ત્યા સામત રાજાઓ અને શેઠિયાઓએ આરતી વચમા અટકી જવાનુ કારણ પૂછતા મહારાજા કહે છે, 'મને પ્રભુના અગ પર એક જ ઋતુના ફૂલ જોઈ વિચાર આવ્યો કે પ્રભુએ તો મને ૧૮ દેશનુ રાજ્ય આપ્યુ, ને હુ પ્રભુને સર્વઋતુના ફૂલ પણ ન ચડાવી શકુ ? તેથી અભિગ્રહ કર્યો કે જ્યા સુધી સર્વઋતુના ફૂલ ન ચડાવુ ત્યા સુધી ભોજન બધ છે ' પેલાઓ સ્તબ્ધ થઈ ગયા ! કહે છે,- 'મહારાજા ! એક જ ઋતુમા છ ઋતુના ફૂલ ક્યાથી મલી શકવાના ?' કુમારપાળ કહે છે 'તો ભલે ઉપવાસો થાય અને અતે મૃત્યુ થશે એ પ્રભુભક્તિ ખાતર થશે ને ? મારે એવો ધન્ય અવસર ક્યાથી ?' એમ કહીને જઈને મહેલમા પ્રભુનુ સ્મરણ-જાપ કરવા બેસી ગયા ! આ સાત્ત્વિક ભક્તિનો પ્રભાવ એ પડ્યો કે શાસન દેવતાએ છએ ઋતુના ફૂલથી બગીચો ઊભરાવી દીધો, અને માળી દોડતો આવી મહારાજાને એની વધામણી આપે છે જીવનમા નક્કર શુ સાધી જવાનુ ? રોટલા પાણી નહિ, કિન્તુ અરિહતની ભક્તિ

## (૫) દેવદ્રવ્યની વૃદ્ધિ

દેવદ્રવ્યની વૃદ્ધિ કરવી એ પાચમું વાર્ષિક કર્તવ્ય છે. આ સંસાર-અટવીમા દેવાધિદેવે યોજેલી ધર્મસડકે ચાલીને જ આપણે આટલે આવી પહોંચ્યા, ને ધન વગેરેની અનુકૂળતા પામ્યા, તો એ દેવાધિદેવની ભક્તિમા ધનનો વ્યય કરવો એ કૃતજ્ઞતા છે. માટે દેવદ્રવ્યમા સારી રીતે શક્ય વૃદ્ધિ કરવી જોઈએ. એ દેવદ્રવ્યથી પાછી એ જ તારક અરિહત ભગવાનની ભક્તિ થાય છે, અને વળી એથી અનેક ભવ્ય જીવોને શુભ ભાવોલ્લાસ જાગે છે, સમ્યકત્વ થાય છે, સવેગ-વૈરાગ્ય વધે છે, એ જીવો ધર્મમાર્ગે ચઢી અનેક પાપોથી બચે છે, અને બીજા જીવોને અભયદાન દેનારા થાય છે. દેવદ્રવ્યની અનુકૂળતાથી જિનેન્દ્રભક્તિ સારી થતી હોય ત્યા આચાર્યાદિ પધારે છે, અને ધર્મદિશનાદિ દ્વારા જૈનોને સમ્યગ્દર્શનાદિનુ દાન તથા જૈનેતરોમાં શાસન પ્રભાવના કરે છે. આવા બધા મહાલાભ હોવાથી દેવદ્રવ્યની વૃદ્ધિ કરવી જોઈએ.

આ કરવાના અનેક પ્રકાર છે,- (૧) પહેલુ ભડારમા દ્રવ્ય નાખવું. સામાન્ય રીતે રોજનો નિયમ હોય કે 'પ્રભુના મફતિયા દર્શન ન કરુ, રોજ કઈક ને કંઈક ભડારમા નાખુ.' (૨) બીજુ સાસારિક તેવા તેવા પ્રસગે દેવદ્રવ્ય ખાતે ભેટ કરવી (૩) પ્રભુને માટે અલંકાર તથા મદિરના (૪) બીજા સારાં સારાં ઉપકરણ, સારી સારી વસ્તુ ભેટ કરાય, તે પણ દેવદ્રવ્યની વૃદ્ધિ કરી ગણાય (૫) વળી કોઈપણ પ્રભુભક્તિની બોલી બોલવી. (૬) ઉપધાનની માળ, તીર્થમાળ, સુપના, ઘોડિયાપારણુ .. વગેરેની ઉછરામણી બોલીને પણ દેવદ્રવ્યની વૃદ્ધિ થાય.

કુમારપાળરાજા લાખો માણસોનો સઘ લઈને સિદ્ધગિરિ આવ્યા હવે ત્યા તીર્થમાળા પહેરવાનો અવસર આવ્યો. મોટો લહાવો હતો લાખો માણસની વચ્ચે ગુરુ હેમચદ્રસૂરીશ્વરજી મહારાજના વરદ હાથે પોતે તીર્થમાળને પહેરે એ ન્યાયયુક્ત હતુ. પરતુ એમને આ કર્તવ્ય દૃષ્ટિ સમક્ષ તરવર્યુ, કે 'વાહ ! કેવો સરસ યોગ છે ! સઘ લઈને આવવાનુ, વચ્ચે અનેક સુકૃતો કરવાનુ, અને હજારો લાખો માણસને તીર્થયાત્રામા નિમિત્ત થવાનુ મહાન પુણ્ય તો મને મળી જ ગયુ છે તો હવે તીર્થમાળની બોલી બોલાવી દેવદ્રવ્યની વૃદ્ધિ કેમ ન કરુ ?' મોહ ઉતારવા માટે આવી કોઈ વિવેક વિચારણા જોમ આપે છે. બોલી શરુ થઈ. બીજાઓને કુમારપાળની આ ઉદારતાની ભારે અનુમોદના થઈ પહેલો તો આ જ મોટો લાભ અનુમોદનાથી લોકોમા જોમ પણ આવ્યુ. બોલીનો આકડો હજારો શુ, લાખોએ પહોચી ગયો ત્યા એક મહુવાના જગડુ શ્રાવકે સવા ક્રોડ રૂા. બોલી તીર્થમાળા લીધી. કુમારપાળ શકિત થાય છે કે રકમ દેશે ? પણ પેલા મહાનુભાવે તરત સવાક્રોડનુ રત્ન કાઢીને આપ્યુ ! કેવીક ઉદારતા ? મનને એમ ન થયુ કે 'આના

કરતા તો સવા સવા લાખ રૂા નો સઘ કાઢુ તો ૧૦૦ સઘ કાઢી શકાય માટે એ જ જશ ન લઉ ?' આ વિચાર ન આવવાનુ કારણ એ સમજતો હતો કે 'અત્યારના આવા મહાન સયોગો વચ્ચે જે અતિ ઊચો ભાવોલ્લાસ આવે, તે સો સઘમા ય કદાચ ન મળે, અને ઉત્કૃષ્ટ પુણ્ય એવા ઉચ્ચ ભાવોલ્લાસમા મળે છે તેમ દેવદ્રવ્યની એક સાથે વૃદ્ધિ કરાયાનો લાભ પણ મોટો છે.'

આજ્ઞાવિરુદ્ધ રીતે દેવદ્રવ્યની વૃદ્ધિ કરવા અગે શાસ્ત્ર કહે છે, 'જિણવર-આણારહિય વદ્ધારતા વિ કેવિ જિણદવ્વ, બુડ્ડતિ ભવસમુદ્દે ' આજ્ઞારહિત ઉપાયથી દેવદ્રવ્યની વૃદ્ધિ કરવામા ભવસાગરમા બૂડવાનુ થાય છે દા. ત કસાઈ જેવાને બહુ મોટા વ્યાજે પણ દેવદ્રવ્ય ધીરે તો એ અયોગ્ય છે બીજી વાત એ છે કે દેવદ્રવ્યમા જરાય ઘાલમેલ ન કરવી જોઈએ, કેમકે એ મહાપવિત્ર દેવનુ દ્રવ્ય હોવાથી એના ગોટાળામા ચિત્ત બહુ સકિલષ્ટ બની ચિકણા પાપ બાધે છે તેથી એમા પરભવે ભયકર પરિણામ ભોગવવા પડે છે મદિરના મજૂરોને રોજગારીના બદલામા અનાજ વગેરે આપી ૧૦૦૦ કાકિણી એટલે કે રૂા ૮૦ નો નફો કરનાર સકાશ શ્રાવકના ડૂચા નીકળી ગયા ! કેટલાય તિર્યચના અવતાર ! શાસ્ત્ર કહે છે, ***'ચેઈયદવ્વવિણાસે, મૂલગ્ગી બોહિલાભસ્સ'*** - 'દેવદ્રવ્યનો નાશ કરતા સમ્યકત્વના મૂળમા અગ્નિ લાગે છે ' ***'ભક્ખંતો જિણદવ્વં અણંતસંસારિઓ હોઈ'*** દેવદ્રવ્ય ખાય તો અનત સસારી થાય, પણ ***'રક્ખંતો જિણદવ્વં. પરિત્તસંસારિઓ હોઈ'*** રક્ષા કરે તો ભવ મર્યાદિત થાય, અને ***'વડ્ઢંતો...તિત્થયરત્તં'*** યોગ્ય ઉપાયે વૃદ્ધિ કરે તો તીર્થકરપણુ પામે

હવે બોલી બોલીને દેવદ્રવ્ય-વૃદ્ધિનો લહાવો તો લીધો, પણ નાણુ ચુકવવાનુ ક્યારે ? તરત જ હો, કેમકે આયુષ્યનો, ભાવનાનો અને પરિસ્થિતિનો ભરોસો નથી ત્રણેયમાથી એક પણ તુટતા દેવુ માથે રહે, અને પછી કેમ ? તો કે ભવના ભવ ભટકવુ પડે. પેથડશાએ ૫૬ ધડી સોનાની બોલી ક્યારે ભરપાઈ કરી ? જાણો છો ને ? બોલીના આદેશની જય બોલાઈ ગઈ શાસનનો જયજયકાર થઈ ગયો ! પૂજા-વિધિ બધુ પતી ગયુ હવે તો મિજબાની ઉડે ને ? સઘ કહે છે 'પધારો જમવા ' પેથડશા કહે 'ના, એ તો સોનુ ભરપાઈ થઈ ગયા પછી જ જમવાની વાત '

'અરે શેઠ ! તમારા નાણા ક્યા જવાના છે ?'

'પણ હુજ ઉપડી ગયો તો ? તો મારે પાડા થઈને ચુકવવુ ? અને દેવુ તમારુ નથી, દેવનુ છે દેવ એમ નથી કહેતા કે 'વરમાળા આરોપણનો માલ હમણા લઈ લે, અને નાણા પછી ગમે ત્યારે આપજે '

ગીરનારથી માળવા-માડવગઢ તરફ સાઢણીઓ દોડાવી પેથડશા નિરાતે શ્રી નેમનાથ પ્રભુનુ સ્મરણ કરતા બેઠા છે, પણ બીજા રાહ જોઈ રહ્યા

છે 'હમણાં આવે છે, હમણા આવે છે ' ઠેઠ ત્રીજા દિવસે સાજના ૬૦ ઘડી સોનુ આવ્યુ. ૫૬ ઘડી દેવના ભડારમા નખાઈ ગયુ. ચાર ઘડી સોનુ દાનમા શાસન પ્રભાવનામાં વહેવડાવ્યુ ! ધર્મના ય આનદમંગળ વખતે દાન ન હોય, તો એ ઘી ચોપડ્યા વિનાની લુખ્ખી રોટલી ! લૂણ નાખ્યા વિનાનુ ફિક્કુ ભોજન !

હવે સઘ કહે છે, 'મત્રીશ્વર ! પારણું કરો' પારણાની સઘને ઉતાવળ ? કે પેથડશાને ? ધૈર્ય જોઈએ, ખાવાનું ક્યા ભાગી જવાનું છે ? વહેલુ મોડુ મળવાનુ જ છે. અહી તો પેથડશા કહે છે, 'ના, હવે બે ભેગા ત્રણ ઉપવાસ. કેમકે હવે સૂર્યાસ્તને માત્ર બે ઘડી વાર છે. માટે આજે નહિ.' શુ આ ? શ્રાવકપણાનો ચળકતો પ્રકાશ ! એક જવાબદાર વ્યક્તિ આમ જંગી રકમ પણ પહેલી ચુકવે, પછી ભોજન ! અને સૂર્યાસ્તની બે ઘડી પહેલા ચોવિહાર કરે ! એની છાયા અનેકો ઉપર કેવી પડે ! કેવુ અનુકરણ અનેકો કરે ?

## (૬) મહાપૂજા

પ્રતિવર્ષ છઠ્ઠુ કર્તવ્ય મહાપૂજા નામનું છે. એમા સુંદર વિવિધ ફૂલો, વરખ, બાદલું, ગોટા તથા ઝવેરાત વગેરેની યોજના દ્વારા પોતાની નજીકના અને બને તો નગરના સર્વ જિનમદિરોમા મહાપૂજા, પ્રભુને ભવ્ય અગરચના સાથે આખા દેરાસરને શણગાર કરવાનો. આમા લાભો. (૧) પ્રભુની સુંદર ભક્તિમાં લક્ષ્મી કૃતાર્થ થાય, તથા (૨) લોકો દર્શન-સ્તવન કરી કરી વીતરાગના ગુણો-સુકૃતોનું સ્મરણ-અનુમોદન કરે, (૩) સવેગ વૈરાગ્યથી અધિક વાસિત બને, (૪) સમ્યગ્દર્શનને નિર્મળ બનાવે, એ હેતુ છે

**ઉચિત દાન :-**

અહી એક વસ્તુ ધ્યાનમા રાખવાની છે કે આપણે ત્યા અઠ્ઠાઈ-ઉત્સવ, મહાપૂજા, કલ્યાણક-ઉજવણી,.... વગેરે હોય, ત્યારે જૈનધર્મની ઈતરોમાં પ્રભાવના થાય એ માટે દાન પણ જરૂરી છે. નહિતર આજના ભૌતિકવાદી કાળમા ક્યાક એવું બોલનારા હોય છે કે આટલો બધો નકામો ખર્ચ શો ? દાન હોય તો એનાથી અજાયેલ લોક ટીકાને બદલે ઊલટુ પ્રશસા કરે છે. એવું-

**પ્રસંગ-લખાણનાં બોર્ડો :-** એ પણ આજે એક જરૂરી કાર્ય છે કે તે તે પ્રસગના વિવેચક લખાણોના બોર્ડ જોઈએ. નહિતર દા ત ઉપધાન માળનો લાબો વરઘોડો ચાલી જાય, ઈતર લોકો જુએ તો ખરા, પણ શુ સમજે ? આજના કાળે તો એવુ કહેનારા છે કે આ શ્રીમતાઈના ઠઠારાનુ પ્રદર્શન છે. પરતુ જો સાથે એવા બોર્ડ હોય, જેમા દોઢ દોઢ માસ સુધી આવી આવી તપસ્યા કરનારા; એમા દોઢ માસ ૪૮-૪૮ કલાકે એક જ વાર ભોજન, તેમા પણ લીલા શાક મુદ્દલ નહિ કાચા દૂધ દહી ઘી વગેરે નહિ, પાણી ઉકાળેલુ જ, પાછલા દિવસોમા તદ્દન નીરસ રુક્ષ એક જ વાર ભોજન . . વગેરેનુ વર્ણન લખેલુ હોય, બીજા બોર્ડમા વળી સવારથી રાત સુધીની કઠોર સાધના, સવારે ૪ વાગે ઉઠી ખડા ખડા ૬૦૦ શ્લોકનુ ધ્યાન, પ્રાર્થના પ્રાયશ્ચિત વિધિ, વસ્ત્રાદિ ઉપકરણનુ જીવરક્ષાર્થે નિરીક્ષણ, દેવ વદનાવિધિ, ઉપધાન-અનુષ્ઠાન, પ્રવચન શ્રવણ, ઊભા થઈ થઈને જમીન પર પચાગ સ્પર્શ યુક્ત ૧૦૦ નમસ્કાર, બે હજાર શ્લોક જાપ, વગેરેનુ વર્ણન લખ્યુ હોય. ત્રીજામા વળી શાસનપતિ તીર્થકર પ્રભુની વિશેષતા, તો ચોથામા શાસનસિદ્ધાન્તોની વિશિષ્ટતાઓ આવા બોર્ડો હોય તો જોનારનુ માનસ ઠઠારાને બદલે આ તરફ વળી જાય અને પ્રશસા કરે એમ સવેગ વૈરાગ્યકારી વિશિષ્ટ ચિત્રો હોય તેની પણ સારી અસર પડે કળાના યુગમા કળા આકર્ષે છે, માત્ર તે ધર્મકળા જોઈએ.

## (૭) રાત્રિજાગરણ

રાત્રિજાગરણ એ સાતમુ વાર્ષિક કર્તવ્ય છે દર વર્ષે જઘન્ય એકવાર પણ અચ્છુ રાત્રિજાગરણ એટલે રાતના ધર્મ-જાગરિકા ઉજવવી જોઈએ. તે કોઈ તીર્થના દર્શન થયા હોય ત્યા, યાત્રાના હર્ષમા રાત્રે જમાવાય. એમા તીર્થના ગુણગાન, તીર્થપતિના ગીતસ્તવન, પૂર્વના પ્રભાવક સઘવીઓના ગુણગાન, વૈરાગ્યના પદો વગેરે રાગ, તાલ અને ભાવભર્યા ગદ્ગદ્ સ્વરે ગવાય, નૃત્ય, ડાડિયારાસ, વગેરેના રગ મચાવાય. પ્રભુના કલ્યાણક દિવસે, ગુરુના નિર્વાણદિને કે વ્રતોચ્ચારણ, મોટી તપસ્યા, સૂત્ર વાચન. . વગેરે પ્રસગે રાત્રિજાગરણ થાય.

કલ્પસૂત્ર અગે રાત્રિજાગરણ કરવાના ને ? વરઘોડો કાઢીને કલ્પસૂત્ર અહી લઈ આવવાના; કેમ ? કેમ ? બોલતા નથી ? ખબર છે ને કે દિવ્યજ્ઞાન આપનાર મહાન કલ્પસૂત્ર-શાસ્ત્ર વચાવવા માટે અહી પધરાવવાનુ છે ? તો એના સન્માન કર્યા વિના એમજ ભડારમાથી પુસ્તક ખેચી કાઢીને

વાચવા માંડવાનુ ? ઘરે અમલદાર કે મોટા શેઠ આવવાના હોય તો તો એના સ્વાગત સન્માન માટે લાબા પહોળા થવુ પડે છે! તો આ તરણતારણ સૂત્રના સન્માન માટે કશુ નહિ ? કલ્પસૂત્ર તો જડ વસ્તુ ને ? એટલે જેવુ નાટક કરીએ તે ચલાવી લે ? થોયમાં શુ બોલો છો ? **'કુંવર ગયવર-ખંધ ચઢાવી, ઢોલ નિશાણ વગડાવોજી.'** તો થોયમાં ફેરફાર કરવો છે ? મહાન વસ્તુઓ વિનય-સત્કાર-સન્માનથી નવાજ્યા વિના મહા ફળ નહિ આપે. રાત્રિજાગરણ એક પ્રકારનું સન્માન છે. ઈતરોમા જુઓ છો ને કે મોડી રાત સુધી એ ભજન-ધૂનમાં મચી પડે છે ! તો આપણે તો લોકોત્તર વસ્તુ પામ્યા છીએ એટલે એના ગુણગાન-સન્માન કરવામા કેટલાય મસ્ત થઈ જઈએ ? સમૂહ-ગાનમા ભક્તિ-વૈરાગ્યનુ ઓર તાન ચઢે છે રાત્રિજાગરણમાં એ ખાસ કાળજી રાખવી જોઈએ કે રાત્રિ ચા-પાણી-નાસ્તો-ગજીપો રમવુ, રેડીયો ગીતો ન કરાય-ભાઈઓ-બહેનો સાથે ડાડીયારાસ ન રમાય આદિ... રાત્રિજાગરણ વગેરેનું મહત્વ છે.

## (૮) શ્રુતજ્ઞાનની ભક્તિ

આઠમા કર્તવ્યમાં શ્રુતજ્ઞાનની ભક્તિ કરવાની. તે રોજ, અથવા દરમહિને, કે છેવટે વર્ષમા એકવાર કરવી જ જોઈએ. એમા પુસ્તક લખાવવાનુ, આજે છપાતુ હોય તો છપાવવાનુ આવે, જેવી શક્તિ પહોચે તે ખર્ચીને, પછી પાચ નકલની શક્તિ હોય તો તે, પણ દર વર્ષનુ આ નિયમિત કર્તવ્ય બની જવું જોઈએ વસ્તુપાળે શાસ્ત્ર લખાવવામા કરોડો રૂપિયા ખર્ચ્યા. કુમારપાળે પ્રાયઃ ૨૧ મોટા જ્ઞાનભડારો ઊભા કર્યા

કુમારપાળ મહારાજાની શ્રુતભક્તિ અર્થાત્ શાસ્ત્રો લખાવવાની ભક્તિ કેવી કે એક બાજુ કલિકાલ સર્વજ્ઞ આચાર્ય ભગવાન હેમચદ્રસૂરિજી, જેમણે પોતાના જીવનમા સાડા ત્રણ ક્રોડ શ્લોકપ્રમાણ શાસ્ત્રરચના કરી છે, એ રચના કર્યે જતા, અને રાજા કુમારપાળે એની પ્રતિઓ લખાવવા ૭૦૦ લહીયા બેસાડી દીધેલા ! એમા એકવાર કુમારપાળ ગુરુવદન અર્થે જતા લહિયાઓને નિષ્ક્રિય બેસી રહેલા જોયા, એટલે 'કેમ આમ ?' એ પૂછતા જાણવા મળ્યું કે બગીચામા લખવા માટેના તાડપત્રો ખૂટી ગયા છે ત્યા તરત કુમારપાળ મહારાજાએ પ્રતિજ્ઞા કરી 'તાડપત્રોની સગવડ ન થાય ત્યાં સુધી ભોજન બધ.' માણસો કહે મહારાજાધિરાજ ! દૂર દૂર ચારે બાજુના પ્રદેશોમા તપાસ કરાવવા છતા તાડપત્રો નથી મળ્યા.' પણ કુમારપાળને શ્રુતભક્તિ માટે મરવાનુ આવે તો ય ચિતા નથી. બેસી ગયા મહેલમા, પ્રભુનુ સ્મરણ કરતા, થોડીવારમા માળી દોડતો આવી 'જય હો જય હો

મહારાજાધિરાજ ! ખુશખબર ! બગીચામા વૃક્ષો પર તાડપત્રો ઊભરાઈ ગયા છે !'

આ માનવભવમા જ શક્ય એવી શ્રુતભક્તિ સાધી લેવા શો શો ભોગ આપશો ?

આ શ્રુતભક્તિનો લાભ ગજબ છે શાસ્ત્ર કહે છે —

'ન તે નરા દુર્ગતિમાપ્નુવન્તિ, ન મૂકતા નૈવ જડસ્વભાવમ્ । નૈવાન્ધતા બુદ્ધિવિહીનતા ચ, યે લેખયન્ત્યાગમપુસ્તકાનિ ॥

જે મનુષ્યો આગમપુસ્તકો લખાવે છે તે દુર્ગતિ નથી પામતા, મૂગાપણુ નહિ કે જડસ્વભાવ નહિ પામે, તેમ અધપણુ કે મૂર્ખતા નથી પામતા. કારણ કે આ શ્રુતભક્તિથી જ્ઞાનાવરણનો જે વિશિષ્ટ ક્ષયોપશમ થાય છે, જે જ્ઞાનશક્તિ પ્રગટ થાય છે, એ યોગ્ય પરિસ્થિતિમા જ સક્રિય વ્યક્ત થાય છે માટે જ દુર્ગતિ, મૂગાપણુ, જડતા, અધાપો, મૂર્ખતા વગેરે પરિસ્થિતિ અટકી જવાની, અને સદ્ગતિ, બચતશક્તિ, સમજદારી, દર્શનશક્તિ, પ્રજ્ઞતા વગેરે પરિસ્થિતિનુ સર્જન થવાનુ

*જ્ઞાનદાન શ્રેષ્ઠ અંગે લૌકિક દલીલ :-*

· મુંબઈ માધવબાગમા એકવાર એક પડિતે ભાષણમા કહ્યુ કે "ધનદાન કરતા જ્ઞાનદાન ઘણુ ચઢિયાતુ છે. કારણ એ છે કે દાખલા તરીકે તમે કોઈને મોટરનુ દાન કર્યુ તો તમને ભવાતરે મોટર મળવાનુ નક્કી થયુ પરતુ તે મોટર તો વિલાયતની રાણીના કૂતરા થઈને મળી શકે છે ! તેથી કાઈ પરભવે મનુષ્ય ભવ નક્કી ન થયો ત્યારે કોઈને તમે જ્ઞાનનુ દાન કરો, તો ભવાતરે તમને જ્ઞાન મળવાનુ નક્કી થયુ, અને તે જ્ઞાન તો મનુષ્ય થઈને જ મળી શકે, પશુ થઈને નહિ, એટલે પરભવે મનુષ્ય થવાનુ સાથે જ નક્કી થયુ '

*શ્રુતભક્તિનો બીજો પ્રકાર :-*

શ્રુતજ્ઞાનની ભક્તિમા આ મહાન લાભ છે કે દુર્ગતિ વગેરે અટકે એમા પુસ્તક લખાવવા-છપાવવાની જેમ (૧) શાસ્ત્રની વાચના કરાવવાનુ પણ આવે, જેનો લાભ અનેક ભવ્યાત્માઓ પણ લે, ને લઈને એ સ્વજીવનમા અનેકાનેક પાપોના ત્યાગ, તથા જીવદયા-દાન-શીલ-તપ-શુભભાવના વગેરે યાવત્ ચારિત્ર સુધીના વિવિધ ધર્મ કરતા થાય, શાસનની પરપરા ચાલે ! આ મૂળ શાના પર ? શાસ્ત્રની વાંચના-વ્યાખ્યાન કરાવવા પર તો

કહો આ શ્રુત-ભક્તિનો કેટલો ગજબ લાભ થયો ? એવુ (૨) શાસ્ત્રો ભણાવવા, રક્ષણ કરવા, સ્વય શાસ્ત્ર ભણીને એના તત્ત્વો સરક્ષી પછી બીજાને આપવા. . વગેરેની શ્રુતભક્તિમા પણ એવા મહાન લાભ છે. માટે શાસ્ત્ર કહે છે, 'યે લેખયન્તિ જિનશાસન-પુસ્તકાનિ....' જે જિનશાસનના પુસ્તકો લખાવે છે, વાચના-વ્યાખ્યાન કરાવે છે, ભણે-ભણાવે-સાંભળે છે અને રક્ષણ કરે છે, તે દેવ, મનુષ્ય અને મોક્ષનાં સુખ પામે છે.

(૩) જ્ઞાનપચમીએ ભંડારમાથી બધા પુસ્તક બહાર કાઢો, હવા દેખાડો, ભેજ લાગ્યો હોય તો સૂર્યનો તાપ બતાવો (૪) પુસ્તકબધન, ડાબડા, વગેરે વ્યવસ્થિત કરો, એ પણ શાસ્ત્રરક્ષણ શ્રુતભક્તિ છે. (૫) પાઠશાળા ચલાવો, રવિવારો અને ગ્રીષ્મ વેકેશન જેવામાં ખાસ વર્ગ ધાર્મિક શિક્ષણ-સંસ્કારણના યોજો, એમા પ્રભાવના-ઈનામી યોજના વગેરે રાખો. એ પણ મહાન શ્રુતભક્તિ છે; માત્ર મનને થવુ જોઈએ કે 'જ્ઞાન વગર છૂટકો નથી. જ્ઞાની અનંતા કર્મોનો ક્ષણમા ભૂકો કરે છે. હુ અભાગિયો જ્ઞાનનો વારસો લીધા વિના રહ્યો ! પરતુ બીજાને શાસ્ત્રજ્ઞાન અપાવી ધન તો લેખે લગાડું ?' જો આ મનમા લાવશો તો પાઠશાળા પર ખાસ જોર આપવાના.

આજના ઝેર જાણો છો ને ? પાઠશાળા વિના તો નવી પ્રજાના મોત છે બાળકોને પ્રોત્સાહન-ઈનામ આપો. આચારનું શિક્ષણ ખાસ આપો. જમાનાવાદથી કુમળી ઉમરનાને બચાવવાનો આ ઉપાય છે. બાકી સ્વયં જ્ઞાન લેતા રહેવુ એ પણ શ્રુતભક્તિ છે. પેથડશા રાજસભાએ જતા ત્યારે માર્ગમાં પાલખીમા 'ઉપદેશમાળા' શાસ્ત્રની ગાથા ગોખી લેતા. એમણે ગુરુમુખે અગિયાર અંગ સાભળવા માંડ્યા; એમા પાચમા ભગવતીસૂત્રના શ્રવણમા જ્યાં જ્યા 'હે ગોયમ' શબ્દ આવતો, ત્યા ત્યા સુવર્ણટાકથી પૂજન કરતા. સંગ્રામ સોની એમજ સોનામહોર મૂકતા. પૂર્વ શ્રાવકોને યાદ રાખી મોહના ચઢાવ્યા ન ચઢો, ધન કરતાં જ્ઞાનની કમાઈમા વધુ ઉદ્યમ કરો. પુસ્તક વાચવા બેસતાં પહેલા એને ગુરુની જેમ હાથ જોડી નમસ્કાર કરીએ, જ્ઞાન દેવા પ્રાર્થના કરીએ, એ પણ શ્રુતભક્તિ છે. એમાંય કેટલાય કર્મ નાશ પામે. જ્ઞાન, જ્ઞાની, પુસ્તક તથા જ્ઞાનના સાધન પેન્સીલ, પેન-કાગળ વગેરેની આશાતનાનો ત્યાગ એ પણ શ્રુતભક્તિ છે. પુસ્તક બગલમા માર્યુ, માથા નીચે ઓશિકું બનાવ્યું, છાપાના કાગળમા ખાવાનુ લઈ ખાવા બેઠા, ખીસામાં રાખી પેશાબ કરવા ગયા, જ્ઞાનદાતા ગુરુનો અવિનય કર્યો, દિલમા અવજ્ઞા ધરી.. આ બધીય આશાતના છે એ ટાળી અનેક પ્રકારે શ્રુતભક્તિ કરવી.

------x------x------x------

## ૯. ઉદ્યાપન

નવમુ વાર્ષિક કર્તવ્ય ઉદ્યાપન, ઉજમણુ છે પ્રશ્ન થશે, તે વર્ષમા શુ એકવાર તો કરવુ જ જોઈએ ? હા, કુટુબમા કોઈને ને કોઈને કોઈ કોઈ તપ પૂરો થતો હોય, તે તપરૂપી ચૈત્યના માથે ઉદ્યાપનરૂપી કલશ સ્થાપવો જોઈએ ઊજમણુ એ તપરૂપી ભોજન પર મુખવાસ તુલ્ય છે તપમા ઉદ્યાપન ભળે એ દૂધમા સાકર ભળ્યા બરાબર બને છે ઉપધાન, બાર વ્રત, ચારિત્ર વગેરે લેતા પણ ઉજમણુ થઈ શકે

ઉદ્યાપનમા જ્ઞાન-દર્શન-ચારિત્રનાં સુદર નવા ઉપકરણ ને નવી વસ્તુનુ પ્રદર્શનપૂર્વક દાન કરવાનું આવે. શક્તિ ઓછી જ હોય તો કોઈના ઉદ્યાપનમા શક્ય ઉપકરણ જોડી દઈ કર્તવ્ય બજાવાય. એટલુ ધ્યાન રાખવાનું છે કે એમા લોકોની શાબાશી મેળવવાના હેતુથી જરીયાન છોડમાં મોટો ખર્ચ કરી દે, અને જરૂરી ઉપકરણમા કજુસાઈ કરે એ ઉચિત નહિ ઉદ્યાપનનો અર્થ મોક્ષમાર્ગરૂપ અને મોક્ષના પ્રતિકરૂપ દર્શન-જ્ઞાન-ચારિત્રની ભક્તિ છે એ ભક્તિ કૃતાર્થ ક્યારે બને ? એનાથી સઘમા દર્શન-જ્ઞાન-ચારિત્રની વૃદ્ધિ વિકાસ થાય તો જ ને ? હવે મદિરોમા ઉપકરણ-સાધનોની બહુ જરૂર હોય, પણ એની કૃપણતા કરે જેથી પ્રભુભક્તિમા દોષ લાગતા હોય, અને છોડોમા ભારે ખર્ચ કરી દે, તો એ કેવુ ? એમ સઘમા કે પાઠશાળાઓમા પુસ્તકોની ભારે જરૂર છે, એની અહીં કૃપણતા કરે, તો એ કેવુ ? આજની એ ત્રણેયની આવશ્યકતા વિચારી ઉદ્યાપનની સજાવટ જોઈએ.

ઉદ્યાપનના લાભમા શાસ્ત્ર કહે છે, (૧) વિનશ્વર લક્ષ્મી એ અવિનાશી કર્મનિર્જરા, ધર્મ અને જ્ઞાનાદિ કમાવી આપી મહાન સફળતા પામે છે, વળી એ (૨) તપને દીપ્તિમાન કરી અધિક અનુમોદનાનો લાભ આપે છે, (૩) શુભધ્યાન સારુ પ્રાપ્ત થાય છે (૪) બોધિલાભ મળે છે; (૫) દર્શન-જ્ઞાન-ચારિત્રની ભક્તિથી એની પ્રાપ્તિ-યોગ્ય પુણ્યાનુબધ ઊભા થાય છે, (૬) જિનાજ્ઞાપાલનનો મહાધર્મ પળાય છે, (૭) જૈનશાસનની પ્રભાવના અને અનેકોને ધર્મ પામવાનુ નિમિત્ત બને છે

સુકૃતસાગર પેથડશાએ નવકારમત્રના ઉદ્યાપનમા દરેક વસ્તુ ૬૮-૬૮ મૂકી હતી જેમકે ૬૮ ચાદીના કળશ, ૬૮ ચાદીની થાળી-કટોરી, ૬૮ સોનાની થાળી, ૬૮ જરીયન રૂમાલ, ૬૮ રત્ન ઈત્યાદિ આ રીતે ઉદ્યાપન કરવુ તે સ્વ-પરની સમ્યગ્દર્શનની નિર્મળતા કરનારુ કર્તવ્ય છે

------x------x------x------

## (૧૦) તીર્થપ્રભાવના :-

દશમા કર્તવ્ય તીર્થપ્રભાવનામા જૈન શાસનની બહાર જાહોજલાલી થાય, જૈનધર્મનો ડંકો વાગે એવુ વર્ષમા એક પણ કાર્ય કરવુ. જેમકે સિદ્ધરાજ રાજાની ખંડણીની રકમ સાડા બાર ક્રોડ રૂપિયાથી સાજનમત્રીએ ગિરનાર તીર્થનો ઉદ્ધાર કરાવ્યો હતો. તો ખુશ થઈને સિદ્ધરાજે સુકૃતનો લાભ લીધો, ૧૨.૫ ક્રોડ સિદ્ધરાજે ખર્ચ્યા અને સુકૃત કરાવવા બદલ સાજનને ધન્યવાદ આપ્યા.

તેમ કચ્છદેશવાસી જગડુશાહે ગુજરાતનો દુષ્કાળ ફેડી આપ્યો. ગરીબોની આતરડી ઠારી અને જબ્બર શાસન પ્રભાવના કરી હતી.

તે પ્રસગ .-

આગામી વરસથી ત્રણ વરસનો મોટો દુકાળ પડવાનો છે એ જાણ્યા પછી અત્યારથી ધનના કોઠાર ભરી લેવાથી દુકાળમા માનવ રાહત અનુકપા સારી કમાઈ શકાશે, એમ સમજીને જગડુએ તેમ કર્યુ. દુકાળના પહેલા વરસે બીજા વરસે ત્રીજા વરસે ગુજરાતનો રાજા પોતાની પાસે અનાજ ખૂટવાથી તગ થઈ ગયો કે 'મારે મારા ભાયાતોને શુ ખવરાવવુ ?' જગડુશાહ પાસે માગણી કરી "તમારા પાટણના કોઠારમાંથી પૈસા લઈને અનાજ અપાવો" જગડુ કહે માફ કરો મહારાજા ! એ અનાજ મારુ નથી. જુઓ એના પર તકતી લગાડી છે **'ગરીબો માટે'** એ હુ ન આપી શકુ. પણ મારા પોતાના ઉપયોગના કચ્છમાં રહેલ અનાજમાથી આપુ છુ" જબ્બર જિનશાસનની પ્રભાવના કરી કૃપણો ને પેટભરાઓ અંતે રૂપિયા મૂકીને રોતા મરે છે, ને બીજાને ય રોતા રાખે છે ત્યારે ઉદાર ધર્મીજીવ મરતા પહેલા આવા નામી સુકૃતોથી રૂપિયાનુ પરલોક પારસલ કરે છે ને ત્યા ૧૦ ગુણા ૨૦ ગુણા હજારો લાખો ગુણા થઈને મળે છે.

આ રીતે તીર્થની પ્રભાવના કરવાની જિનાજ્ઞા છે. તે વિષયમા શાસ્ત્ર કહે છે, દા. ત. ગુરુનો... અગર કોઈ પ્રતિમાધારી મહાત્માનો પ્રવેશ-મહોત્સવ ઉજવીને થાય. પ્રતિમા એટલે વિશિષ્ટ અમુક પ્રકારનો અભિગ્રહ એમા મુનિ વન, શ્મશાન, શૂન્યઘર જેવામાં કાઉસ્સગ્ગ ધ્યાને રહે, એમા

ભદ્રપ્રતિમા, મહાભદ્ર-સર્વતોભદ્ર પ્રતિમાની વિશેષતા એ, કે મનને અમુક પરમાણુ વગેરે પરના ધ્યાનમા એવુ સ્થિર કરે કે જેમાથી કલાકોના કલાકો સુધી એ સહેજ પણ ચલિત ન થાય, બીજો વિચાર જ ન આવે. અત્યત કપરૂ છે આ એવા મહાત્મા પ્રતિમા પૂર્ણ થયે ગામ નજીક આવી શ્રાવકોને કહેવરાવે કે 'મારી પ્રતિમા પૂર્ણ થઈ છે અહી આવ્યો છુ ' સઘ ગામના ઠાકોર કે મુખી પાસે જાય અને આ હકીકત જણાવે ઠાકોર કે મુખી કહે 'ઓહો ! આવા ઉચ્ચ મહાત્મા! પોતે પ્રવેશ સ્વાગત યોજે અગર ઠાકોર પાસેથી સરજામ માગી લઈ શ્રાવકો ભવ્ય પ્રવેશ-સ્વાગત કરે મહાત્મા તો તદ્દન નિસ્પૃહી છે, પરતુ શાસન-પ્રભાવનાનો અત્યુત્તમ લાભ દેખી એ મજુર રાખે પ્રભાવના એટલે અન્ય લોકોને આ ઠાઠ જોઈને મહાત્મા અને જૈન ધર્મ તરફ આકર્ષણ થાય 'અહો ! આવા મહાત્મા ? આવો ઊચો જૈન ધર્મ ?' આ ધર્મ-પ્રશસા એ ધર્મબીજ છે. એમાથી અહી નહિ તો ભવાતરે નક્કી ધર્મવૃક્ષ ઊગશે, ધર્મરૂપી ફળ મળશે આવા ધર્મબીજ.. વગેરેની લ્હાણી એ પ્રભાવના કહેવાય. પેથડશાહે ગિરનારતીર્થ શ્વેતામ્બરનુ થયુ તે ખુશાલીમા ૪ ધડી (૪૦ મણ) સોનુ ગરીબોને વહેચેલુ એનુ ફળ તીર્થકરપણુ વગેરે છે.

એમ વદન-ઉત્સવ, કે ગુરુપ્રવેશોત્સવાદિ, એનાથી શાસન પ્રભાવના થાય કોણિક, ઉદાયન, પ્રદેશી રાજા દશાર્ણભદ્ર વગેરેએ ભવ્ય વદન મહોત્સવ ઉજવ્યા હતા કોઈએ વદન ન કર્યુ હોય તેવી રીતીએ ભગવાનને વદન કરુ એવી ભાવના દશાર્ણભદ્રે કરી હતી. પેથડશાએ ૭૨૦૦૦ ટાકનો ખર્ચ કરી ગુરુ ધર્મઘોષસૂરિજી મહારાજનો પ્રવેશોત્સવ ઉજવ્યો. કેમ આટલો બધો ખર્ચ ? સમજતા હતા કે 'ગુરૂમહારાજે તો આપણી નરકાદિ દુર્ગતિ અટકાવવાનો એટલો બધો ઉપકાર કર્યો છે, કે આપણા શરીરના ચામડા ઉખેડી એમના પગરખા કરી આપીએ તો ય બદલો ન વળે. રામજીગધાર શ્રાવકે જગદ્ગુરુ હીરસૂરિજીનો પ્રવેશોત્સવ એવો કરાવેલો. વધામણી લાવનારને ૧૧ લાખ રૂપિયા આપી દીધા હતા !

વળી તેવા વિશિષ્ટ દાન, વિશિષ્ટ તપ, સઘ કાઢવા, પ્રતિષ્ઠા અજનશલાકા ઉજવવી એવા વિશિષ્ટ ઉત્સવ યોજવા, વગેરેથી પણ સારી શાસન - પ્રભાવના થાય પણ કોથળીનુ મો ખુલ્લુ જોઈએ. લોકો કાઈ માત્ર વાજુ ગાડીઓ ને જાુથ ચાલતુ જોઈને ધર્મ પર ઓવારી જાય નહિ, એ તો ધન ઉછાળવુ પડે આજે પણ ખાનદેશ જીલ્લામા દેખાય છે મુનિના પ્રવેશસ્વાગતમા સાથે વર્ષીદાનની જેમ દાન ઉછાળાય છે

------x------x------x------

## (૧૧) શુદ્ધિ : આલોચના :

અગિયારમું વાર્ષિક કર્તવ્ય 'વર્ષ દરમિયાન લાગેલા વ્રત-દૂષણો અને પાપો' ની શુદ્ધિ કરવાનુ છે. વ્રતનિયમ-બાધા-પચ્ચક્ખાણમા જે કાઈ દોષ-અતિચાર-ભગ થયા હોય તેમજ એવા મોટા માનસિક-કાયિક પાપ સેવ્યા હોય એને પશ્ચાત્તાપ પૂર્વક ગુરુ મહારાજ આગળ બાળભાવે યથાસ્થિત કહી બતાવવાના. એને આલોચન આલોચના-પ્રકાશના કરી કહેવાય. પછી ગુરુ મહારાજ પાસે એનુ પ્રાયશ્ચિત કહે તે પ્રમાણે કરી આપવાનું. આ ન કરાય તો બહુ દિવસોના પાપ નાશ કેમ પામે? ત્યારે વિધિપૂર્વક આલોચના-પ્રાયશ્ચિત કરનાર તે ભવે પણ મોક્ષ પામે છે. દઢપ્રહારી વગેરે ઘોર પાપી પણ એમજ તર્યા ને ?

મહાનિશીથ શાસ્ત્ર કહે છે કે આલોચના કરવાના ભાવમા ને ભાવમા કેટલાય સાધુ-સાધ્વી કેવળજ્ઞાન પામ્યા છે. તો કેટલાય પુણ્યાત્માઓ ગુરુને આલોચના કહેતા કહેતા પાપની હેયતા વિચારતા કેવળજ્ઞાન પામ્યા છે.

ગુરુ મહારાજ આગળ કહેવામા શરમ નહિ રાખવાની, કેમકે ગુરુમહારાજ ગભીર હોય છે અને આત્માના વૈદ છે. એ રોગ જાણ્યા વિના શી દવા આપે ? વળી આપણને પાપ કરતા જો શરમ ન નડી, તો કહેતા શી શરમ ? પ્રાયશ્ચિત આચરવાની વાત તો પછી, પણ ગુરૂજી આગળ ગદ્ગદ થઈને બાળભાવે કહેતા જ અર્થાત્ આલોચના કરતા જ અઢળક કર્મક્ષય થાય છે. યાવત્ મહાનિશીથ સૂત્રના હિસાબે આલોચના કરતા કરતા ઠેઠ કેવળજ્ઞાન સુધી પહોંચાય છે.

શાસ્ત્ર કહે છે, જીવને એક દિવસમા પણ એટલા બધા પાપ લાગે છે કે દુનિયાના સર્વ પર્વત જેટલા સોનાનુ દાન દઈ દે, તો પણ એ નાશ ન પામે! આલોચના-પ્રતિક્રમણ-પ્રાયશ્ચિતથી એ પાપોનો વિધ્વસ થાય છે, આલોચના શુદ્ધિનો કેટલો બધો પ્રભાવ!

મૂળ વાત, અહત્વ ભુલાવુ જોઈએ દભ ન રાખવો જોઈએ 'આવુ નીચ પાપ ગુરૂને કેમ જણાવુ ?' એમ જો અહત્વ નડ્યુ, તો કા તો કહેવાશે જ નહિ, અગર કહેવાશે તો સામાન્યરૂપે! બનેમા દભ રહેશે, દિલમા શલ્ય રહેશે, અને એ દભ-શલ્યના પાપ મોટા હિસાદિ પાપો કરતા પણ અતિ ભયકર પાપો છે! કેમકે એથી દુર્ગતિની દીર્ઘાતિદીર્ઘ પરપરામા રીબાવુ પડે છે.

**લક્ષ્મણા સાધ્વી :-**

લક્ષ્મણા રાજપુત્રી, ચોરીમા રાડી, વૈરાગ્યથી ચારિત્ર લઈ સુદર પાળે છે, પરતુ એકવાર ચકલા ચકલીની કામક્રીડા જોઈ ચિત્ત એમા ઠર્યું. સાધુ-સાધ્વીને આ જોવુ જ ભયકર છે, નિષિદ્ધ છે લક્ષ્મણા સાધ્વી વિચારે છે 'અહો ! આ કેવો આનદ લુટે છે ! ભગવાને કેમ આનો નિષેધ કર્યો ? પણ ભગવાન તો નિર્વેદી એટલે એમને વેદોદયથી જીવોને દુ ખોને ટાળનારી આવી આનદભરી ક્રીડાનો નિષેધ કરે એ સહજ છે ' વિચાર આવતા તો આવી ગયો, પણ પછી તરત પશ્ચાત્તાપ થયો કે 'અરે! આ મે શુ વિચાર્યુ ? ભગવાન તો સર્વજ્ઞ, એમને કશુ જ જાણબહાર ન હોય પણ ક્રીડાના આનદ પાછળ નરકની ભઠ્ઠીના અનત દુ ખ જોઈને જ એનો નિષેધ કરે છે ચાલ ત્યારે પ્રાયશ્ચિત લઈ આવુ' એમ વિચારીને ગુરૂની પાસે જાય છે રસ્તામા પ્રારભમા જ કાંટો વાગ્યો તેને અપશુકન ગણી વિચાર્યુ કે 'મારા નામથી આ વાત ન કહેવી ' બસ આ હૃદયશલ્ય ઊભુ કર્યુ, ગુરૂની આગળ 'આવુ ચિતવે એને શુ પ્રાયશ્ચિત આવે? એમ પૂછે છે પછીથી કેટલા ગુણો તપ કરે છે ! ૧૦ વરસ છટ્ઠ-અટ્ઠમ-ચાર-પાચ ઉપવાસ. ૨ વર્ષ આતરે ઉપવાસ, ૨૦ વર્ષ માસખમણ, ૧૬ વરસ આબેલ, અને ૨ વર્ષ તપ વિના છુટામા આવે એમ ૫૦ વરસ સુધી ઘોર તપ કર્યો! છતા શલ્ય ઉદ્ધર્યુ નહિ મરીને ૮૦ ચોવીસી અર્થાત્ લગભગ ૮૦૦ કોડાકોડી સાગરોપમ સસારમા ભમી! તે હવે શ્રી પદ્મનાભ સ્વામીના શાસનમા મોક્ષે જશે

**રુકમી રાજપુત્રી :-**

રુકમી રાજપુત્રી પણ બાળવિધવા બની, પોતાનાથી યુવાનીના જોરમા કુળને કયાક કલક ન લાગી જાય માટે આપઘાત કરવા તૈયાર થઈ ! પિતાએ સમજાવી ધર્મમા વાળી પિતાની પછી એને મહાબ્રહ્મચારિણી હોઈ મત્રીઓએ રાજા બનાવી એના બ્રહ્મચર્યના પ્રતાપે સીમાડા પરના કોઈ રાજાને આના પર હુલ્લો કરવાનુ મન થાય નહિ એકવાર દેશાવરથી આવી પ્રતાપી બ્રહ્મચારિણીના દર્શનાર્થે આવેલ રાજપુત્ર સામે રુકમીએ જ વિકારી દૃષ્ટિથી જોયુ, તેથી રાજપુત્રને લાગ્યુ કે 'જે બ્રહ્મચારી ગણાય તેને ય મોહ રમાડી જાય, તો બીજાના શા ભરોશા ? માટે ઉઠ ઊભો થા.' એમ સસારથી ઊભગી જઈ ચારિત્ર લીધુ, કાળ જતા આચાર્યપદ પ્રાપ્ત કર્યુ કાલાન્તરે એમની પાસે રુકમીએ વૈરાગ્યથી ચારિત્ર લીધુ, પરતુ ઠેઠ અતે અનશન કરવાના સમય સુધી દૃષ્ટિદોષના પાપની આલોચના ન કરી, બલ્કે આચાર્ય મહારાજના અતે ભાવદયાપૂર્ણ પ્રશ્ન પર બચાવ કર્યો કે 'એ તો મે આપની પરીક્ષાર્થે જોયુ હતુ ' આમ અતે દભ . અને શલ્ય સાથે મરીને આ ઘોર સસારમા એક લાખ ભવ ભમી! શલ્યનુ આ ફળ, તો શુદ્ધિ કરવાનુ પણ ફળ

લાખ ભવની અટકાયત.

આ ઉપરથી ગુરૂ પાસે દોષો શુદ્ધિ કરી જ લેવી જોઈએ, એ વિવેકીને બરાબર જચી જશે. શાસ્ત્ર કહે છે,

“કૃતાન્યમૂનિ પ્રતિવત્સર હિ યે, શ્રાદ્ધા વિતન્વતિ વિવેકસંભૃતાઃ । તત્પુણ્યપુષ્ટ્યા કૃતિન કૃતાર્થિન', તે ઘા લભતે પ્રભુધર્મરાગિણઃ ॥”
જે વિવેકી શ્રાવકો આ વાર્ષિક કર્તવ્યો દર વર્ષે કરે છે તે જિન ધર્મના રાગી છે. પડિત છે, અને પુણ્ય પુષ્ટ કરી કૃતાર્થિન બનેલા તે સ્વર્ગ અને મોક્ષ પામે છે

## પર્વાધિરાજ પર્યુષણપર્વના ત્રીજા દિવસનું વ્યાખ્યાન

પર્વ દિવસોમા પોષધ કરવો જોઈએ. છેવટે સવત્સરીના દિવસે તો પોષધ કરવો જોઈએ મહાન શ્રાવકો ગમે તેવા શ્રીમત અને વ્યવસાયવાળા છતાં પર્વતિથિએ-ચતુર્દર્શીએ પોષધની ભવ્ય આરાધના કરતા હતા.

રાજા પ્રદેશી છેલ્લે ધર્મ પામેલા નાસ્તિકમાથી આસ્તિક શ્રાવક બનેલા ! તે પર્વ તિથિએ પૌષધમા રહેતા. કેમ ? તેઓ સમજતા કે, “૧૪-૧૪ દિવસ પાપપ્રવૃત્તિમાં ગયા માટે લાવ, પદરમા દિવસે પાપપ્રવૃત્તિ બધ કરી પૌષધમા રહું. ભગવાનની કૃપાએ આ ઉચ્ચ ભવ પામ્યો તો પખવાડીએ એક દિવસ તો ભગવાનના પગલે યત્કિચિત્ ચાલુ ? પાપો બધ કરી એક દિવસ તો ધર્મ ધ્યાનમા રહુ ? જગતના જીવોને કહુ 'આજે તમે ખુશખુશાલ જીવતા રહો, તમોને આજ મારા તરફથી અભયદાન જગતભરના સમસ્ત જીવોના નિષ્કારણ બધુ એવા ભગવાનનો હુ સેવક છુ, અનુયાયી છુ, તો હે જગતના જીવો ! શુ એક દિવસ પણ હુ તમારો બધુ ન બનુ ! તો તો મારા ભગવાનના સેવકપણાને લાછન લાગે.

અઢાર પાપસ્થાનકોને આજના દિવસ માટે તિલાજલી ! જો પોષધ વિના રહુ તો કામકાજ હરવા ફરવા વગેરેમા પાચ મિનિટ પણ કાયગુપ્તિ ક્યા છે? એક મિનિટ પણ મનોગુપ્તિનુ પાલન ક્યા છે ? એ તો પોષધમા જ મન-વચન-કાયાની ગુપ્તિનુ પાલન મળે !

પોષધમા પ્રયોજન વિનાની એક આગળી પણ હલાવવાની કે ક્યાય આખ લઈ જવાની ય પ્રવૃત્તિ નહિ !

## સંસારને દુશ્મન દેખે ત્યારે આવા તારણહાર પોષધની આરાધનાની લાલસા રહે.

આનદ કામદેવ વગેરે મહાન શ્રાવકોની પોષધની આરાધના કેવી કઠોર ? દેવતાઈ ઉપસર્ગમા ય એ ડગ્યા નહિ.

સુદર્શનશેઠને રાત્રિ પોષધમા અભયારાણીએ ફસાવ્યા, શૂળી પર ચડવા સુધી સજા મળે એવો આરોપ આપ્યો ! છતા પોષધમાથી ચસક્યા નહિ ! પોષધનુ અને બ્રહ્મચર્યનુ અણીશુદ્ધ પાલન રાખ્યુ જાણો છો ને ? અભયારાણીના પ્રપચથી માણસો એમને નગર બહાર કાઉસ્સગ્ગ ધ્યાનમા રહેલા, ત્યાથી ઊચકી આડા ઉપાડી ઉપર કપડુ ઢાકી રાણીના મહેલમા ઘુસાડી દે છે ! ત્યાં એક ખોખારો પણ ન ખાધો ! નહિતર દરવાજે સિપાઈઓ જાણી જાત, કે આ તો કોઈ માણસને ઉપાડીને આવ્યા છે. તે જડતી લેત, તો રાણીનો ભડો ફૂટી જાત ! પણ અભિગ્રહવાળા પોષધમા એક એવો ખુખારો પણ અતિચાર લગાડે તેથી અતિચાર રહિત પોષધ કરવાનો છે. રાણીના જુઠા આરોપથી શૂળીની સજા ભોગવવાના અવસરે પણ પોતાનો બચાવ માટે રાણીનુ દુ ચરિત્ર પ્રગટ ન કર્યુ માત્ર રાણી પર કરુણા કરી. અતે શૂળીનુ સિહાસન થયુ. બાદ ચારિત્ર સાધના કરી મોક્ષે પધાર્યા.

છેલ્લા રાજર્ષિ ઉદાયન પણ પર્વ દિવસોમા પોષધ કરતા હતા તેનુ ચરિત્ર આપણે જાણીએ છીએ. તેથી પર્વ દિવસોમા પૌષધવ્રતની આરાધના કરવી જોઈએ છેવટે સવત્સરીના દિવસે તો પોષધ અવશ્ય કરવો

***ત્રણ દિવસના અઠ્ઠાઈવ્યાખ્યાનના ટૂંકા સમયમાં પર્યુષણા મહાપર્વ આરાધવાના પાંચ કર્તવ્ય, વાર્ષિક ૧૧ કર્તવ્ય અને પૌષધ વ્રતમહિમાનું વિવેચન સાંભળી સૌએ ઉલ્લાસથી તન-મન-ધનનો શક્ય વધુ વિનિયોગ ધર્મ સુકૃતોમાં કરી લેવો, અને એ શક્તિઓને લેખે લગાડવી એજ માનવભવનો સાર છે.***

*(વીતરાગવચન વિરુદ્ધ કાંઈ બોલાયું હોય તો મિચ્છામિ દુક્કડમ્)*

## શ્રાવકના દૈનિક ૬ કર્તવ્યો

દરેક શ્રાવકે સમજી લેવુ જોઈએ કે મને આ ઉચ્ચ જનમ મળ્યો છે તે કાઈ પૂર્વ જન્મમા કોઈ પાપ જીવન યાને એકલી મોહમાયાનુ જીવન જીવીને આ ઉચ્ચ જન્મ નથી મળ્યો; એમ જો નર જનમ મળતા હોત, તો તો આ દુનિયા પર જનાવર કોઈ હોત જ નહિ; અસંખ્ય માણસો હોત. પરંતુ દેખાય છે કે સમુદ્રમાં અસંખ્ય માછલા-માછલી અને પૃથ્વી પર અસખ્ય પશુ-પખી છે, ત્યારે માણસો એની અપેક્ષાએ બહુ જ ઓછા છે એ સૂચવે છે કે સારો ઉચ્ચ માનવભવ પૂર્વના ધર્મ જીવનથી મળે છે, પાપ જીવનથી નહિ. માટે જ જ્ઞાની ભગવતો રોજના મોહમાયાના જીવનને ગૌણ કરી દઈ મુખ્યપણે ધર્મ જીવન જીવવાનું ફરમાવે છે.

આ ધર્મ જીવનમાં રોજીંદા ૬ કતવ્યો છે.

**"જિનેન્દ્રપૂજા ગુરુપર્યુપાસ્તિઃ, સત્ત્વાનુકમ્પા શુભપાત્રદાનમ્ । ગુણાનુરાગઃ શ્રુતિરાગમસ્ય, નૃજન્મવૃક્ષસ્ય ફલાન્યમૂનિ ॥"**

અર્થાત્ (૧) જિનપૂજા (૨) ગુરુ-સાધુસેવા (૩) જીવદયા (૪) સુપાત્રદાન (૫) ગુણાનુરાગ અને (૬) આગમનું શ્રવણ... એ મનુષ્યજન્મરૂપી વૃક્ષનાં ફળ છે

### (૧) જિનસેવો નિજ આતમરૂપી : જિનેન્દ્ર પૂજા

આમા જિનપૂજા કેમ પહેલુ કર્તવ્ય ? :-

(૧) 'દુઃખં પાપાત્ સુખં ધર્માત્' એમ બધા ધર્મશાસ્ત્રો કહે છે. અર્થાત્ દુઃખ પાપથી મળે છે, તેમ સુખ ધર્મથી મળે છે; અને શુદ્ધ ધર્મ વીતરાગ સર્વજ્ઞ અરિહંત ભગવાને કહેલો જ હોય સુખના અર્થી જીવોને શુદ્ધ ધર્મ દેખાડનાર શ્રી અરિહત ભગવાન છે માટે કૃતજ્ઞતા રૂપે જિનેન્દ્ર અરિહંત ભગવાનની પૂજા તો પહેલી જ કરવી જોઈએ

(૨) બીજુ એ પણ કારણ છે કે ***વિષયોના ભોગથી સંસાર મળે; અને ધર્મયોગથી મોક્ષ મળે.*** આ ધર્મયોગ પ્રાપ્ત કરવા માટે યોગના પાચ બીજની આરાધના કરવી જોઈએ - એમ 'યોગદૃષ્ટિ' શાસ્ત્ર કહે છે એમા પહેલું અને શ્રેષ્ઠ બીજ છે 'જિનોપાસના' તેથી પણ જિનેન્દ્રપૂજા એ પહેલુ કર્તવ્ય છે.

(૩) જિનોપાસના એ પહેલુ કર્તવ્ય - એનુ ત્રીજુ કારણ આ, કે આપણે આ સર્વોત્તમ મનુષ્યભવથી માડી જે બધી ઊચી ઊચી સામગ્રી પામ્યા છીએ, એ જિનેન્દ્રપ્રભુના અનત ઉપકારના પ્રતાપે પામ્યા છીએ, માટે એની કૃતજ્ઞતા રૂપે પણ કમમા કમ એ પ્રભુની પૂજા તો અવશ્ય કરવી જોઈએ.

(૪) જિનેન્દ્રપૂજાનુ મહત્વ એટલા માટે પણ છે કે આપણા તન-મન-ધન-વચનનો સસારમા બહુ બહુ ઉપયોગ કરીએ છીએ, પરતુ એમાથી ઉત્તમ પાત્રે સમર્પણ વિનાનો એ ઉપયોગ પશુતાને શોભે, પણ માનવતાને ન શોભે. કેમ શોભતો નથી ? શિષ્ટ વ્યવહાર પણ કહે છે 'બીજાને ખવરાવીને ખાઓ ' તેથી અહી આપણા તન-મન-ધન-વચનમાથી અને માનવ-સમયમાંથી કાઈક પણ સર્વોત્તમ પાત્ર પરમાત્મામા સમર્પણ કરવુ, પાત્રે વિનિયોગ કરવો એ અત્યત જરૂરી કર્તવ્ય છે

જિનેશ્વરની ભક્તિકરનારને ભક્તિ કરવાની મળ્યાનો અપરપાર આનંદ હોય છે, ને એથી ભક્તિ કરવાની મળી એની કદરરૂપે કાઈક ત્યાગ કરે છે, તપ કરે છે દા ત 'આજે આ ભક્તિનો લાભ મળ્યો માટે મિઠાઈ ત્યાગ, ફ્રૂટત્યાગ. આજે કે કાલે આયબિલ કરીશ.'

અરે ! એક વીતરાગ પ્રભુના દર્શન મળ્યા એનો અપરપાર આનદ અને કદર હોય તો ત્યા પણ 'આજના દિવસ પૂરતો અમુક ત્યાગ' એવો સકલ્પ કરાય ઈતરો કહે. છે,- *"રિક્તપાણિર્ન પશ્યેચ્ચ રાજાનં દૈવતં ગુરુમ્" અર્થાત્* રાજા, ઈષ્ટદેવ અને ગુરુના દર્શન ખાલી હાથે ન કરવા. કેમ વારુ ? એટલા જ માટે કે એ મોટા માણસના દર્શનની કદર કરવી જોઈએ તો જ એ દર્શન મહાન ફળદાયી બને

અરિહત ભગવાનમા આ વિનિયોગ, ભગવાનને આ સમર્પણ એ શુ કહેવાય ? કહો, એ જ જિનપૂજા છે પૂજા એટલે ઉત્તમપાત્રે વિનિયોગ, ઉત્તમને સમર્પણ માટે ઉત્તમપાત્રે સમર્પણરૂપ જિનેન્દ્ર અરિહતદેવની પૂજા એ પહેલુ કર્તવ્ય છે

*જિનેન્દ્રપૂજા બે પ્રકારે* - (૧) દ્રવ્યપૂજા અને (૨) ભાવપૂજા

એમા દ્રવ્યપૂજામા પચપ્રકારી અને અષ્ટપ્રકારી પૂજા છે. ધ્યાનમા રહે, જિનેન્દ્રપૂજા ત્રિકાળ કરવાની છે એમા (૧) પ્રભાતે પચપ્રકારી પૂજા - ગધ (વાસક્ષેપ) ધૂપ, દીપ, અક્ષત (સાથિયો), અને ફલ-નૈવેદ્ય એ પાચ દ્રવ્યથી કરવાની. પછીથી (૨) મધ્યાહ્નની અષ્ટપ્રકારી પૂજામા ગધના સ્થાને જલ-ચદન-પુષ્પ આવે, સાજની દ્રવ્યપૂજામા ધૂપ-દીપ-પૂજા-આરતિ આવે બધે સ્તોત્ર-સ્તવન-ચૈત્યવદનથી ભાવપૂજા કરવાની.

જિનેન્દ્રની પૂજાનુ કેમ આટલુ બધુ મહત્ત્વ છે ?

તો કે જિનેન્દ્રદેવનુ જ ઘણુ મહત્વ છે, તેથી એમની પૂજાનુ મહત્વ કેમ ન હોય

જિનેન્દ્રદેવનુ આટલુ બધુ ઊચુ શુ મહત્ત્વ છે ? એ ભગવાનની દ્રવ્યપૂજા કર્યા પછી જે પ્રભુની પાચ અવસ્થા ચિતવવાની છે, એના પરથી સમજાય એવુ છે. પ્રભુની એ પાચ અવસ્થા આ -

૧. જન્માવસ્થા ૨. રાજ્યાવસ્થા ૩. શ્રમણ-અવસ્થા ૪ પદસ્થ અવસ્થા અને ૫. રૂપાતીત અવસ્થા.

શ્રી અરિહત પરમાત્માની ***પાંચ અવસ્થામાંથી પાંચ શિખામણ :-***

૧. *જન્માવસ્થા* - અનત ઉપકારી પરમાત્મા શ્રી જિનેશ્વરદેવો પૂર્વોના ત્રીજા ભવને વિશે વીસ-સ્થાનકની આરાધના સાથે સંસારના પ્રાણીમાત્રના કલ્યાણની સુદર કરુણા-ભાવના કરે છે; ને એ ભાવનાના યોગે એ તીર્થકરપણાની ઉત્કૃષ્ટ પુણ્યાઈ ઉપાર્જે છે; વીસ સ્થાનકની આરાધનામા જુઓ કે એમાં અરિહત-સિદ્ધ-પ્રવચન આદિ વીસ સ્થાનક પૈકીના કોઈ પણ સ્થાનકની સર્વતોમુખી ઉપાસનાની ઉત્તમ કાર્યવાહી કરે છે ઉપરાંત એમાં 'કર્મપિશાચને પરવશ પડેલા અને તેથી જ અનત દુઃખમા રીબાતા જગતભરના જીવોને ક્યારે હું કર્મની પરવશતાથી છોડાવી મોક્ષ માર્ગના મુસાફર બનાવું,' - આવી કલ્યાણ-કામના-સ્વરૂપ કરુણા ભાવનાની સુવાસ ભળે છે. એ મહાન ભાગ ભજવતી હોય છે.

પછી એ પુણ્યાઈના હિસાબે જ ચરમ ભવે ભગવાન માતાના ગર્ભમા આવતાવેત જ ઈન્દ્ર એમની સન્મુખ શક્રસ્તવથી સ્તુતિ કરે છે. ત્રણ લોકમા આનંદ અને અજવાળા પથરાય છે. પ્રભુ આ છેલ્લા ભવમાં જન્મ પામતા જ, ઈન્દ્રો અને દેવો હર્ષથી દોડાદોડ કરે છે. જન્મ વખતે તો પ્રભુની કાયા નાની હોય છે, પણ એ નાની કાયાને અનહદ આનદ અને બહુમાન સાથે સૌધર્મ ઈન્દ્ર મેરુપર્વત ઉપર લઈ જાય છે ! ત્યા ચોસઠ ઈન્દ્રો અને કરોડો દેવતાઓ પરમાત્માનો જન્માભિષેક-મહોત્સવ ઊજવે છે, ને પ્રભુની સ્તુતિ-પ્રાર્થના કરી અતિ આનદિત થાય છે. આ છે પ્રભુની સર્વોચ્ચ સન્માનભરી જન્માવસ્થા ! છતા પ્રભુ એમા 'હું કેવો મહાન ! કે મોટા ઈન્દ્રો મને પૂજે !' એવુ લેશમાત્ર અભિમાન કે ગૌરવ નથી ધરતા. પ્રભુની જન્માવસ્થામાથી એ આપણે ખૂબ જ શીખવાનુ છે.

૨. *રાજ્યાવસ્થા* - રાજ્યાવસ્થામા આ ચિતવવાનુ કે 'ભગવાનની રાજ્યાવસ્થા પણ કેવીક ઊચી ! કે 'મત્રાધિરાજ' શાસ્ત્ર કહે છે કે તીર્થકર ભગવાન જ્યારે રાજ્ય ચલાવે છે ત્યારે જીવોના મહાન કલ્યાણ થતા હોય છે એનુ એક કારણ એ, કે તીર્થકરપણાના પુણ્યની સાથે એ બીજા પુણ્યો,

યશનામકર્મ, સૌભાગ્યનામકર્મ, આદેયનામકર્મ, ઊચગોત્ર. વગેરે અદ્‌ભુત કોટિના પુણ્ય ઉપાર્જીને આવેલા છે, એનો એ પ્રભાવ છે ત્યારે પ્રભુનો રાજ્યવૈભવ પણ અદ્‌ભુત કોટિનો હોય છે, જેમા દેવતાઓ પણ સેવા કરવા આવે ! જોજો હો ? ભગવાન જન્મે છે રાજકુલમા ! જીવે છે દેવોથી સેવિત રાજશાહી વૈભવમા !! છતા પ્રભુને સહેજ પણ વિષયો કે વૈભવ પર આસક્તિ નથી, રાગ નથી, કે મમત્વ નથી ! પ્રભુની રાજ્યાવસ્થામાથી આપણે દુન્યવી પદાર્થ પરથી રાગ-મમતા-આસક્તિ છોડવાનુ શીખવાનુ છે પછી આગળ જુઓ એક દિવસ એ પ્રભુ એવી મહાન પણ રાજ્યઋદ્ધિ, પ્રેમાળ પરિવાર અને ખાનપાનાદિની માતબર સગવડો . વગેરે સર્વનો ત્યાગ કરી ચારિત્ર માટે નીકળી પડે છે ! અને મહાકઠોર સાધનામા લાગી જાય છે વિચારજો - મહાકઠોર સાધના કોને ?

૩ *શ્રમણ અવસ્થા* - મહાકઠોર સાધના એ પરમપુરુષને છે કે જે આ ભવમાં જ નક્કી કેવળજ્ઞાન અને નક્કી મોક્ષ પ્રગટ થવાનુ જાણે છે ! સુકોમળ શરીરે પણ એવા તીર્થકર ભગવાનને એ જગી સાધનાઓ ! સહેલુ છે આ ? આ ભવના જ અતે મોક્ષ પામવાનુ નક્કી જાણવા છતા, અતિ સુકોમળ કાયામા ઘોર ત્યાગ-તપની સાધના કરવી એ સહેલુ છે ? ના, છતા કરે છે ! ભયકર પરિષહ-ઉપસર્ગ સહે છે ! જ્યા સુધી દીક્ષા નથી લીધી ત્યા સુધી તો દિવસમા ત્રણ ટક પણ ખાધુ હશે, પણ દીક્ષા બાદ કેવો ઘોર તપ ?

ઋષભદેવ ભગવાનને ચારિત્ર લીધા બાદ તેર મહિનાથી અધિક ચોવિહારા ઉપવાસ !! એટલે ? ચારિત્ર લીધુ ત્યારથી ૧૩ મહિના આહાર નહિ ને પાણી ય નહિ! કેવો ભીષણ તપ ! શુ આ ? ખ્યાલ આવે છે ? ફાગણ વદી આઠમે એ પરમાત્માએ દીક્ષા લીધી ત્યારથી ઉપવાસમા ને ઉપવાસમા ! તે ક્યા સુધી ? પારણા વિના જ આખો ચૈત્ર ગયો ! વૈશાખ ગયો ! જેઠ ગયો ! અષાઢ, શ્રાવણ, ભાદરવો ને આસો માસે ય ગયા ! કારતક-માગસર-પોષ-મહા પણ ગયા, બીજા વરસનો ફાગણમાસ પણ ગયો ! ચૈત્ર ય ગયો ! બીજા વરસના ઠેઠ વૈશાખ શુદિ ત્રીજે પારણુ થયુ શા સારૂ આટલુ બધુ ?

જીવનની મઝા કે મહત્તા શામા માની ? ખાવામા ? કે ભૂખ્યા રહેવામા ? તીર્થકરદેવો સર્વ અનુકૂળતા અને માનપાનને લાત મારી ઘોર તપ કરે છે તેમા ય મિથ્યાત્વી દેવતાઓના ભયકર ઉપસર્ગ આવે ! અનેક ગમાર મનુષ્યો પણ ગમે તેવા જગલી ઉપસર્ગો કરી જાય ! એ બધા ઉપસર્ગો તથા ડાસ-મચ્છર, ઠડી-ગરમી વગેરે પરિષહોને ખૂબ આનદ અને સમતાથી સહ્યે જાય છે ! અધુરામા પૂરુ કડક અભિગ્રહો કરી કરી પ્રભુ અસહ્ય

સહ છે !

વળી એક વિશેષતા આ જુઓ કે બધો આવો જંગી તપ અને ચારિત્ર લગભગ કાયોત્સર્ગ-ધ્યાનમાં રહીને સાધે છે ! ગુફામા જઈ આરામથી બેસીને નહિ ! એમાં ય વળી એ ધ્યાન તત્ત્વચિતન પણ કેવુક કે એમાં બહારના વાતાવરણનો કશો ખ્યાલ નહિ ! 'ઠડી બહુ પડે છે ! ગરમી બહુ !' વગેરે કશુ જ મનમા ય લાવવાનું નહી ! ક્યાક બળવાનુ થાય તો એ પહેલા 'શુ બની રહ્યું છે ? એ ય ખ્યાલ નહિ !

આવી એમની આદર્શ શ્રમણ અવસ્થામા માયાને કચરવાનુ અને મનને મારવાનું કામ પ્રભુએ રાખ્યુ છે, તે ક્યા કમ છે ? પ્રભુની શ્રમણાવસ્થામાથી આ શીખવાનુ છે. જન્મોત્સવમાં ગર્વ નહિ, રાજ્યસપત્તિમાં રાગ નહિ, સાધુપણામાં સુખશીલતા નહિ, કઠોર સહવામાં બાકી નહિ ! માણસને મારનારા આ ત્રણ છે - અહત્વ, આસક્તિ અને અસહનવૃત્તિ. આ ત્રણેયનો પ્રભુ નાશ કરે છે ! એ દ્વારા અતે પ્રભુ કેવળજ્ઞાન પામે છે. ત્યા જ પ્રભુની તીર્થકર-નામકર્મની પુણ્યાઈ પુર બહારમા ઉદયમાં આવે છે. પ્રભુ તીર્થકરપદ પામે છે એ પ્રભુની પદસ્થ અવસ્થા છે.

(૪) ***પદસ્થ અવસ્થા*** :- કેવળજ્ઞાન પ્રગટ થયુ એટલે પાછા દેવો હાજર થાય છે; અને પ્રભુ દેશના આપે એ માટે ચાંદી-સુવર્ણ-રત્નના ત્રણ કિલ્લાવાળુ સમોવસરણ રચે છે. ઈન્દ્ર-ઈન્દ્રાણીઓ, દેવ-દેવીઓ, નર-નરેન્દ્રો વગેરે થોકના થોક હાજર છે. રત્નના સિહાસન પર પરમાત્માને બિરાજમાન કરે છે પરમાત્મા દેશના દે છે. તે દેશના ઈન્દ્રો, રાજામહારાજાઓ, કોટિગમે દેવતાઓ, અને પશુપંખીઓ પણ સાભળે છે અને પોતપોતાની ભાષામાં સમજે છે. ત્યા પ્રભુ ગણધર મહારાજાને દીક્ષા આપે છે, અને શાસન સ્થાપે છે. પ્રભુની આ પદસ્થ અવસ્થામાં અનુપમ ઉપકાર ! એ ખૂબ શીખવાનો છે. એ કૃતકૃત્ય છે. એટલે કે એમના બધાં કાર્ય સધાઈ ગયા છે. તેથી જગત પાસેથી એમને કોઈ સ્વાર્થ નથી, છતાં ભવ્ય જીવો પર નિઃસ્વાર્થ ભાવે અનત ઉપકાર એ કરે છે ત્યારે આપણે જો કઠિન કર્મ ફેડવાના છે, તો પરોપકાર વિના કેમ ચાલે ? આયુષ્ય પૂર્ણ થયે પ્રભુ મોક્ષ પામે છે. એ રૂપાતીત દશા.

(૫) ***રૂપાતીત અવસ્થા*** :- રૂપાતીત અવસ્થા મોક્ષમા છે. ત્યા વૈષયિક સુખ-દુ ખ નથી, માન-અપમાન નથી; કાઈજ અશુદ્ધિ નથી, કોઈજ કર્તવ્ય બાકી નથી ! પરાધીનતા નથી, જન્મ-મૃત્યુ નથી. આ રીતે પ્રભુની પાચ અવસ્થાઓ અહત્વ-આસક્તિ-અસહનવૃત્તિ-સ્વાર્થ અને અશુદ્ધિ ટાળવાનું શીખવે છે

આવા ભગવાને દેશનામા કઈ વસ્તુ આપી ? એકજ ધર્મ ! ઉત્તમમા ઉત્તમ વસ્તુ એ જીવનુ સાક્ષાત્ અને પરપરાએ કલ્યાણ એનાથી છે અર્થ-કામ ઝેરના લાડુની જેમ ક્ષણિક મઝા દેખાડી દીર્ઘકાળ સુધી જીવને દુર્ગતિમા ભટકાવનારા છે એક માત્ર ધર્મ જ સર્વ પ્રકારના સુખ અને સદ્ગતિ અપાવનારો છે

આવા ધર્મનો ઉપદેશ આપનાર ભગવાન આપણા અનત ઉપકારી છે એ જિનેશ્વર દેવ અનત ગુણના માલિક છે એમણે ભગીરથ પુરુષાર્થથી અહિસા-સયમ-તપ, ધ્યાન-કાયોત્સર્ગ-તત્ત્વચિતન, ઉગ્ર વિહાર-પરિષહ-ઉપસર્ગ વગેરે આરાધી કર્મકચરાને સાફ કરી નાખીને પોતાના આત્માને સ્ફટિક જેવો નિર્મળ બનાવ્યો છે એ પરમાત્માની પૂજા-ભક્તિથી આપણા આત્મામા મહાન નિર્મલતા પ્રાપ્ત થાય છે. *'આલંબન ધરતાં પ્રભુતણું, સેવક પ્રભુતા-સૌભાગ્ય.'* આલબન જેવુ સામે રખાય, તેને અનુસારે આત્મામા અસર નીપજે છે રાગ-દ્વેષ-મોહ વગેરે અઢાર દોષો-દુશ્મનોનો પરમાત્માએ ખોડો કાઢી નાખ્યો છે, જીવનમાથી એ દુશ્મનોને તિલાજલિ આપી દીધી છે. તો પછી એ રાગાદિ દુશ્મનો પરમાત્માના ભક્તિથી પણ જાણે ધ્રૂજતા રહે છે ! જેમને પરમાત્માની ભક્તિ પ્રાપ્ત નથી થઈ, તેમના પર રાગાદિ દુશ્મનોનો હલ્લો ચાલુ હોય છે; રાગાદિનો હલ્લો એટલે દુર્ગતિની કેદ ! ત્યારે પરમાત્માની ભક્તિમા જેઓ ઓતપ્રોત છે તેમના માટે અઢાર દુશ્મનો પણ જાણે વિચાર કરવા લાગી જાય છે કે - અહી આપણુ સામ્રાજ્ય કેવી રીતે નભશે ?'

*પરમાત્માની પૂજા ભવભવનાં બાંધેલા કઠીન કર્મોને થોકબંધ તોડે છે !* પુષ્પપૂજાના ફળનો વિચાર, અઠ્ઠમ તપના વ્યાખ્યાન વખતે નાગકેતુના દૃષ્ટાન્તમા જાણવા મળે છે ચદનપૂજા, કેસરપૂજા, કર્યા બાદ ફૂલપૂજા કરતા નાગકેતુ જ્યા પ્રભુને ફૂલ ચડાવે છે, ત્યા ફૂલ લેતા એમને ફૂલના કરડિયામા છૂપાએલો સર્પ આગળીએ ડસ્યો એની વેદના જાગી, પણ ભગવાનની પૂજાનો અભ્યાસી, પૂર્વભવથી અઠ્ઠમની ભાવના લઈને આવેલો, માટે અહી જન્મતા જ જાતિસ્મરણથી અઠ્ઠમની ભાવના જાગી ! એટલુ જ નહિ પણ જન્મતા અઠ્ઠમ કરનારો, પૂજાના રગે રગાયેલો નાગકેતુ શ્રાવક સર્પડસની પીડા છતા પ્રભુભક્તિમા એવી અદ્ભુત ભાવનાએ ચડ્યો કે એણે તરત કેવળજ્ઞાન મેળવ્યુ ! જિનેન્દ્રપૂજાએ કેવુ મહાન કાર્ય કર્યુ !

પાચ કોડીના ફૂલે પૂજા કરનાર શ્રાવકને કુમારપાળ (૧૮ દેશના સમ્રાટ) બનવાનુ મળ્યુ !

શ્રેણિકરાજા રોજ સોનાના ૧૦૮ જવલાથી ભગવાન આગળ સાથિયો કરતા. જિનના વિરહ કાલમા જિનની-વીતરાગની પ્રશમ રસઝરતી પ્રતિમાનુ અષ્ટપ્રકારી યાવત્ ૧૦૮ પ્રકારી પૂજન કરવાનુ બિચારા જેમણે પ્રભુપ્રતિમાને પૂજનીય ન માની એવા મૂઢ સસારીઓને જિનેન્દ્રપૂજા શી

રહી ? એ તો જે 'જિનપડિમા જિનસારિખી' માને છે, એ પોતાની કિમતી કિમતી વસ્તુઓ (દ્રવ્યો) લઈ પ્રભુમૂર્તિને મન-વચન-કાયાની એકાગ્રતાથી ભજવા બેસી જશે. જેમા માત્ર એકજ વિચાર રહેશે કે,

૧. મારા અરિહત પ્રભુનો મારા ઉપર અતિ મહાન ઉપકાર થયેલો છે, અને થનાર છે. તેમજ,

૨. એ મારા પ્રભુ અનત ગુણોને ધરનારા છે; વળી

૩. એમની ભક્તિ કરવાથી જન્મોજન્મના પાપ સાફ થઈ જાય છે;

માટે હું એમની ખૂબ ભક્તિ કરૂં. એમની ભક્તિમા મારી સર્વ સપત્તિ અને સમયનો ભોગ આપી દઉં ! નહિતર તો મારો સમય અને સપત્તિ પાપ પોષવામા ચાલી જશે ! આવા લોકોત્તમ નાથ ફરી ક્યારે મળશે...."

ઈત્યાદિ ઈત્યાદિ વિચારણામાં, જુઓ કે, એ મૂર્તિને પૂજનારને 'મૂર્તિ' ઉપકારક, મૂર્તિ અનંતગુણભરી, મૂર્તિ ફરી ક્યારે મળશે.' - માત્ર આવો ખ્યાલ નથી આવતો; ખ્યાલ તો ખાસ ખુદ પ્રભુનો આવે છે કે 'મારા પ્રભુ ઉપકારક, પ્રભુ ગુણભર્યા, પ્રભુ ફરી ક્યારે મળશે'? એટલે મૂર્તિ તો માત્ર આલબન બની. પણ પછી એના આલબનથી ખુદ પ્રભુ જ જાણે નજર સામે તરવરે-છે. પ્રભુ જ સ્મૃતિપટમાં રમ્યા કરે છે. એ પ્રભુ-મૂર્તિની મહાન આંગી, મહાન સ્નાત્રાભિષેક, મહાન પૂજા, મહાન યાત્રા વગેરેમા જેટલો અધિક ધનવ્યય કરે છે, એ બધો પ્રભુની ભક્તિ કરવામાં કર્યો માને છે. એથી અંતરના અધ્યવસાય બહુ ઊંચા રહે છે, અને ક્રમે કરીને અવસરે કેવળજ્ઞાન સુધી પહોંચે છે. મૂર્તિને પૂજ્ય માનીને એની પૂજાવિધિ કરનારને આ અવકાશ છે. મૂર્તિ ઉડાવનારને શુ ? એને શી પ્રભુભક્તિ ?

જો મૂર્તિ જડ છે તો નામ, સ્તોત્ર વગેરે ય જડ છે, તેથી એ ય પૂજ્ય શી રીતે ?

પ્ર. - એય મૂર્તિને માન્યા વિના પ્રભુનુ નામસ્મરણ, જાપ, સ્તોત્ર પાઠ વગેરેથી પ્રભુભક્તિ કરી શકે છે ને ?

ઉ. - પણ ત્યાય પ્રશ્ન એ છે કે એ કરી કરીને કેટલુ કરશે ? મૂર્તિને માનનારો પ્રભુભક્તિમા કેટલો સમય-સંપત્તિનો વ્યય કરે છે એ દેખાય છે વર્તમાનમા વળી મૂર્તિપૂજામાં લીન બનનારની અપેક્ષાએ મૂર્તિ નહિ માનનારાને એમા ભાવોલ્લાસ કેટલો ? અલ્પ, કેમકે બાળ જીવને તો નક્કર

ધનવ્યય, આડબર, અને નક્કર ઝગમગતી વિશિષ્ટ ક્રિયા વિના ભાવોલ્લાસ નથી જાગતો, એવો જગતમા બહુ અનુભવ છે

બીજું, જો મૂર્તિને જડ માનીને અપૂજ્ય માને છે, તો નામ પણ શબ્દરૂપ હોવાથી ક્યા ચેતન છે ? એય જડ છે, તો પ્રભુનુ નામ પણ પૂજ્ય ક્યાથી રહેશે ? ત્યારે સ્તોત્ર પણ શબ્દ સમૂહરૂપ છે, એય જડ હોવાથી એ સ્તોત્ર પણ પૂજ્ય નહિ રહે. અરે ! એટલું જ નહિ, પણ પ્રભુનુ સ્મરણ કરવામા ય, સામે જે આકૃતિ સ્મરણમા આવશે, તેય પ્રભુના દેહની આવશે, અને દેહ તો જડ છે, એટલે પાછી જડની પૂજા એમને લલાટે લખાઈ ! અસ્તુ, આજે કહેવાનો વધુ અવસર નથી

સાર એ છે કે પ્રભુની પ્રતિમા પ્રભુની જેમ પૂજ્ય છે. ગૃહસ્થે રોજ પોતાના ઊચા ઊચા દ્રવ્યોથી એની ખૂબ દિલથી પૂજાભક્તિ કરવી જોઈએ. ધ્યાન રાખજો કે પખાળનુ દૂધ, અગલૂછણા, ચદન, કેશર, ફૂલ, ચોખા, ફળ, નિવેદ, વરખ, બાદલુ વગેરેમાનુ, જેટલી પોતાની શક્તિ પહોચે એટલુ પોતાના પૈસા ખરચીને, પ્રભુપૂજા માટે લઈ જ જવુ જોઈએ, અને એ પ્રભુપૂજામા ખરચેલુ સમુદ્રમા મળેલા જલબિદુ કે નદીની જેમ અક્ષય થઈ જાય છે, - એમ શ્રી હરિભદ્રસૂરિશ્વરજી મહારાજ શ્રી પચાશકજી નામના મહાશાસ્ત્રમા ફરમાવે છે. પ્રભુપૂજા કર્યા વિના ભોજન કરવુ પડે તો શ્રાવકને એ રાક્ષસભોજન જેવુ લાગે, એટલો પ્રભુપૂજા પર એને પ્રેમ હોય છે! હોય જ ને ? ખુદ પ્રભુ પર પ્રેમ હોય પછી એમની પૂજા કેમ ન ગમે ? માતા કે પત્ની પર પ્રેમ હોય છે તો એને રેશમી વસ્ત્રો અને હીરાના અલકારોથી મઢવાનુ મન થાય છે એના સુંદર ફોટા કરાવી શણગારવાનુ મન થાય છે. માતાના મૃત્યુ બાદ પણ એ ફોટા ઉપર ફૂલનો હાર ચઢાવવાનુ મન થાય છે.

તો શુ આવ્યુ ? દરરોજના કર્તવ્યમા પહેલુ કર્તવ્ય પ્રભુની પૂજા ખાસ કરવાની ***રાવણ*** જેવા રાવણને પ્રભુપૂજા વિના ચેન નહોતુ પડતુ. તે યુદ્ધ માટે જાય છે ત્યા રસ્તામા પ્રભુપૂજા પહેલી કરે છે ! ***દમયંતી***એ વનવાસના ઘોર કષ્ટમા પણ સાત વરસ ગુફામા રહી પ્રભુપ્રતિમાને ફૂલોથી પૂજી રાવણ, કુમારપાલ, પેથડશાહ, શ્રેણિકરાજા, દ્રૌપદી વગેરે રોજ પ્રભુપૂજા ઠાઠથી કરતા. માટે ઉમદા પ્રભુપૂજા ભૂલતા નહિ. તેમજ જિનપૂજા પર્વદિવસોમા કે તમારા સસારી સાલગીરી-લગ્નોત્સવ વગેરેમા તો વિશિષરૂપે કરવાની.

આ જિનેન્દ્રપૂજા રૂપ દૈનિક પ્રથમ કર્તવ્ય થયુ,



------x------x------x------

(દ્રવ્યો) લઈ પ્રભુમૂર્તિને મન-વચન-કાયાની એકાગ્રતાથી

## ૨. મને લાગી લગન ગુરુચરણકી - ગુરુપર્યુપાસ્તિ

હવે બીજુ કર્તવ્ય ગુરુની-સાધુની ઉપાસનાનુ. એ પણ ગૃહસ્થે રોજ કરવાનું છે. કેમકે

૧. ગુરુમહારાજ તો

(A) અરિહંતની ઓળખાણ કરાવે છે, (B) ધર્મનો ઉપદેશ આપે છે, અને (C) મોક્ષમાર્ગનુ દર્શન કરાવે છે. એથી એમનો અનન્ય ઉપકાર છે. વળી,

૨. ગુરુદેવ મહાન ત્યાગી છે એમણે સસારના વૈભવ, સુખ-સગવડો અને કુટુબ સ્નેહ વગેરેને સ્વેચ્છાએ છોડવાનુ સાચું અદ્ભુત પરાક્રમ કર્યું છે. એવા પરાક્રમીને માનવા પૂજવામા આપણો જીવનક્લાસ ઊચી કક્ષાનો ગણાય. નીચા ક્લાસવાળા નીચા જડપરાક્રમ કરનારને પૂજે છે, ઊંચા ક્લાસવાળા ઊચા આત્મ પરાક્રમવાળાને પૂજે.

૩ સાધુજીવનમા મહાન વૈરાગ્ય, તપસ્યા, જ્ઞાનધ્યાન વગેરેનું એકાતે ગુણમય અને પવિત્ર જીવન એવુ જીવવાનુ રાખ્યુ છે, કે એનાં આલબને આપણને ધર્મની પ્રેરણા મળે. સાથે સાથે

૪. ભવિષ્યમા પણ આપણને ધર્મસાધના કરાવી મહાન ઉપકાર કરનારા એ છે.

તેથી ગુરુમહારાજ પણ (૧) ખૂબ ભક્તિ-પૂજાનુ પાત્ર છે; તેમજ (૨) ખૂબ જ સમાગમ-સેવા-પરિચય કરવા યોગ્ય છે,

૧. ભક્તિપૂજામા સુપાત્રદાન દેવાનુ, ગુરુપ્રવેશમહોત્સવ કરવાનુ, ગુરુમૂર્તિપૂજા કરવાનુ, અંદર ને બહાર ગુરુની પ્રશંસા-સન્માન કરવા-કરાવવાનુ, ગુરુ પ્રત્યે લોકનુ આકર્ષણ કરાવવાનુ, બીજાઓથી થતી ગુરુહીલના ટાળી પ્રભાવના કરવાનુ .... એવુ બધુ આવે, ત્યારે,

૨ સેવા-સમાગમ-પરિચયમાં ગુરુદર્શન-વંદન, ગુરુમહારાજનો વિનય, વૈયાવચ્ચ, સત્સંગ, હિતશિક્ષાશ્રવણ, એમની સાધુચર્યાનુ નિરીક્ષણ કરી પ્રેરણા લેવાનુ ને આત્મતુલના કરવાનુ. .. ઈત્યાદિ આવે. 'શાસ્ત્રવાર્તા-સમુચ્ચય' નામના શાસ્ત્રમા શાસ્ત્રકાર મહર્ષિ કહે છે કે

''સાધુસેવા સદા ભકત્યા, મૈત્રી સત્ત્વેષુ ભાવતઃ । આત્મીયગ્રહમોક્ષશ્ચ, ધર્મહેતુપ્રસાધનમ્ ॥''

(૧) સદા ભક્તિપૂર્વક સાધુ મહાત્માની સેવા, (૨) જીવો પર હૃદયથી મૈત્રીભાવ, અને (૩) મમત્વની પકડનો ત્યાગ - આ ત્રણેય ધર્મના મૂળભૂત સાધન છે આમા સાધુસેવાને પહેલુ સાધન કહ્યુ તે પણ હમેશા કરવાનુ, અને ભક્તિસહિત કરવાનુ કહ્યુ. પાછુ આમ કહીને પછી એના લાભ બતાવ્યા છે -

*સાધુસેવાના લાભ :-* 'ઉપદેશ. શુભો નિત્ય દર્શન ધર્મચારિણામ્ ।'

(૧) સાધુસેવાથી હમેશા સારો ઉપદેશ મળે છે, ને (૨) ધર્મસાધક મહાત્માઓનુ દર્શન મળે છે.... શાસ્ત્રકારનો આ ઉપદેશ શુ સૂચવે છે ? એજ કે ઉત્તમ માનવજીવનમા ધર્મસાધના જે કરી લેવી અતિ આવશ્યક છે, તેના માટે પાયામા સાધુ ભગવતની સેવા કરવી ખૂબ જરૂરી છે કેમકે એ સેવા કરતા કરતા

(i) એ મહાત્માઓ પાસેથી સારો ધર્મનો ઉપદેશ મળે,

(ii) તત્ત્વનુ જ્ઞાન મળે, અને તો જ જીવનમા આગળ વધી શકાય વળી

(iii) બ્રહ્મચારી અને મહાવ્રતધારી સયમી મહાત્માઓના દર્શન પણ મળે, ઈતરો પણ કહે છે કે, 'તુલસી સગત સાધુ કી હરે કોટી અપરાધ, પૂ હીરસૂરિજી મહારાજની સગતે ક્રૂર અને હિસક એવો પણ અકબર બાદશાહ દયાળુ અને અહિસક અને અહિસા ફેલાવનારો બન્યો હતો

(iv) સુપાત્રદાનનો પણ મહાલાભ મળે,

(v) સાસારિક જીવનમા કષાયવશ જીવોની વચમા રહેવાના પ્રસગથી તેમજ સ્વકર્મના ઉદયના કારણે આપણને કાઈ ને કાઈક મનોદુ ખ, દુર્ધ્યાન વગેરે કરવાનુ બની આવે છે ત્યા સાધુ-ભગવતોના સાન્નિધ્યથી એને ઓછુ કરવાનુ,-દૂર કરવાનું, સરળ થઈ પડે. તેથી જીવ ભયકર કર્મબધથી બચી જાય તેમ એમની પાસેથી તત્ત્વનો બોધ મળવાથી પૂર્વ અજ્ઞાનતાવશ થતા નિરર્થક પાપોની ઓળખાણ થાય, અને એને અટકાવી શકાય. સાથે સાથે બીજી નવી નવી માનસિક વાચિક-કાયિક ધર્મસાધનાઓ જીવનમા આચરવાનુ ચાલુ થાય ગુરુની ઉપાસનાના આવા તો કેઈ લાભો છે; માટે રોજના જીવનમા અવશ્ય કર્તવ્ય ગુરુસેવા જોઈએ જ

ગુરુસેવા-ગુરુઉપાસનામા (૧) ગુરુ-જૈન સાધુ મહારાજનો સત્સગ કરવાનુ આવે એથી 'સગ તેવો રગ' ના ન્યાયે ધર્મનો રગ વધે વળી (૨)

એમનું કામકાજ કરવાનુ આવે. (૩) ગુરુની બિમારીમા સેવાચાકરી કરવાનુ આવે. (૪) એમના અજ્ઞાનીઓથી અપમાન વગેરે થતા હોય તો એને યથાશક્ય અટકાવવાનું આવે. એથી વધુ કરવાનું તો આ, કે (૫) ગુરુ પર અત્યન્ત બહુમાન ધરવાનું આવે જે અવસરે છતું થાય. વળી (૬) ગુરુનો અવસર અવસર પર સત્કાર કરવાનો આવે; તેમજ (૭) ગુરુનું ગૌરવ વધારવાનુ આવે. એટલે જ (૮) ગુરુની સર્વ પ્રકારે આશાતના ટાળવી જોઈએ. એમનો કદી અનાદર અપમાન જેવી તેવી કલ્પના વગેરે ટાળવાનુ આવે.

*અનુપમાદેવી :-* સદ્ગુરુની ઉપાસનામાં પહેલુ તો એમના પર ઊચુ બહુમાન ધરવાનું આવે છે. એના પર અનુપમાદેવીનો જ્વલત દાખલો છે. વાત એમ બની કે મત્રી વસ્તુપાલ માટે જે ભોજન તૈયાર થતુ, એની એક થાળી રાજા વીરધવલને બહુ પ્રેમ-સત્કાર સાથે જમવા માટે મોકલવામા આવતી. એમાં વિઘ્નસંતોષીઓ રાજાને ભંભેરતા કે,- 'આ તો વાણિયાભાઈ, તે આપને આમ એંઠું ખવરાવી આપને ક્ષાત્રવટથી ભ્રષ્ટ કરે'. જો કે રાજાને વસ્તુપાલ પર પૂર્ણ ભરોસો કે એ આવુ કરે નહિ, પરતુ જાતે દેખવા માટે ખાનગી સન્યાસીનો વેશ કરી એ વસ્તુપાલના આગણે આવ્યો. વસ્તુપાલને ત્યા રોજ ૫૦૦ સાધુ-સાધ્વીઓની સુપાત્રદાનની ભક્તિ થતી, અને ૧૫૦૦ બાવા જોગી-તાપસ-ભિખારી વગેરેની અનુકમ્પાદાન દેવાતું ! એમાં રાજા-સંન્યાસી દાખલ થઈ જઈ વસ્તુપાલની હવેલી બહારથી અદર શુ થઈ રહ્યુ છે એ જોયા કરે છે.

જોગાનુજોગ એ વખતે બે મુનિ ગોચરી લેવા આવ્યા. તેજપાલની પત્ની અનુપમા જાતે ઊઠીને વહોરાવવા આવ્યા. તે મુનિના પાત્રમાં સીધું શિરાનું વાસણ ઊંધું ઠાલવે છે, એમાં પાત્રાનો બહારનો ભાગ ઘીથી ખરડાઈ ગયો. પાત્રાને લૂછવા રસોઈઓ મસોતું આપે એ પહેલા જ અનુપમાદેવી મુનિપરના બહુમાનથી પોતાની કિમતી સાડીના પાલવથી એ પાત્રું લૂછવા તૈયાર થાય છે ! ત્યા રસોઈયો બોલી ઊઠે છે, - 'મા ! મા ! આવી કિમતી સાડી બગાડાય ? લ્યો લ્યો આ મસોતું.' અહી રસોઈયાના નાના દિલને અનુપમાદેવીના મહાન દિલના ભાવ શે સમજાય ? ***મહાન પુરુષોના મહાન દિલના ભાવ સમજવા માટે પણ દિલ મહાન બનાવવું પડે.***

ત્યા અનુપમાદેવી કહે 'અરે ભલા ! શું તને ખબર નથી કે હુ ઘાચી-તેલીની પત્ની થઈને તો મે સાડીને અનતીવાર આખીને આખી સાડી તેલવાળી કરેલી પરતુ એમા કાઈ સિઝ્યુ નહી , અને ભવમાં ભટકવાનું ઊભું રહ્યુ. આ તો મારે મહાન સૌભાગ્યનો ઉદય છે કે આજે આ મહાપવિત્ર અને મહા સયમધર મહાત્માના કલ્યાણ પાત્રાને મારી સાડીથી લૂછવાનો અવસર મળ્યો છે ! આમા સાડી બગડી નહિ, પણ પવિત્ર થઈ ગઈ, સાથે

મારો આત્મા પણ પવિત્ર થઈ ગયો!' ગુરુ પર અત્યત બહુમાનના આ બોલ છે. આ ગુરુની ઉપાસના છે.

પાત્રુ જ્યા લૂછવા માડ્યુ કે સાધુમહારાજ કહે 'બેન ! બેન ! આનાથી શુ કામ લૂછો ? ત્યા અનુપમા દેવી કહે છે, 'મહારાજસાહેબ ! જ્યા તરણતારણ અરિહત પરમાત્મા જેવા દેવાધિદેવ મળ્યા છે, જ્યા આપ સરખા તારક ગુરુ મળ્યા છે, જ્યા રાજા વીરધવલ જેવા ઉદાર અન્નદાતા મળ્યા છે, ત્યા શી વાતની કમીના છે ? સન્યાસીવેશે બહાર ઊભેલો રાજા આ સાભળી પ્રસન્ન થઈ પેલા વસ્તુપાલની વિરૂદ્ધ કાનભભેરણી કરનારને જુઠા સમજી લે છે

ગુરુની ઉપાસનાના આવા કૃત્ય રોજ ને રોજ કાઈ ને કાઈ બજાવવાના આવે

ગુરુ પરના બહુમાનથી મત્રી વસ્તુપાળે સાધુની હીલના કરનારા વીરધવલ રાજાના મામાને ભારે શિક્ષા કરી હતી. એમા નારાજ થયેલો રાજા જો પોતાને મત્રી પદેથી હટાવી દે, તો હટી જવાની પોતે પૂરી તૈયારી રાખેલી. 'શી વાત મારા ગુરુ !' આવી એમની ગુરુની ઉપાસના હતી.

*ગુરુ-ઉપાસનામાં ગુરુ સત્કાર : રામજીગંધાર :-*

ગુરુની ઉપાસનામા દિલમા બહુમાન ઉપરાત અવસરે-અવસરે ગુરુનો મહાન સત્કાર કરવાનુ આવે  દા.ત. ગુરુનો નગર પ્રવેશ દબદબાભર્યો કરાય, અરે ! ગુરુના આગમનની એક વધામણી આપનારને પણ એવો તો ન્યાલ કરી દેવાય કે ચારે બાજુ ગુરુની મહાનતાની સુવાસ ફેલાઈ જાય ! ખભાતપ્રવેશના આગલા દિવસે નજીકના રાળજ ગામમા પધારી ગયેલા ગુરુ પધારી ગયાની વધામણી લઈને એક માણસે નગરના અગ્રણી શેઠ રામજી ગધાર પાસે જઈ વધામણી આપી. શેઠ એટલા બધા ખુશ થઈ ભાવોલ્લાસમા આવી ગયા કે વધામણીદાન માટે શેઠ એ માણસને કહે, 'લે આ ચાવીના ઝુડામાથી તને ફાવે તે એક ચાવી લઈ લે, એ ચાવીના કબાટ-તિજોરી-વખારનો માલ તારો ' પણ પટેલ જેવા એ માણસે મોટી ચાવી કાઢી, શેઠે ઘણુય કહ્યુ કે 'બીજી કોઈ ચાવી લઈ લે !' પેલો સમજ્યો કે 'મોટી ચાવીમા મોટો માલ,' તેથી એ જ રાખી  પછી જોવરાવતા એ ચાવીની વખાર દોરડાની ભરેલી નીકળી! એ જોઈ પેલો રોવા જેવો થઈ કહે, શેઠ સાહેબ ! આને હુ શુ કરુ ? શેઠ કહે, 'મુઝાઈશ નહિ.' મુનિમને કહે, 'બજારના વેપારીઓ પાસે એની કિમત અકાવો ' કિમત અકાવી એટલા રૂપિયા પટેલને આપી દીધા, કહો જો, કેટલા રૂપિયા ? 'રૂા ૧૧ લાખ!' 'હે ?' 'હે ,હિ, હા ' રામજી શેઠને ગુરુની ઉપાસના-સેવા કરવી હતી, તેથી એમના આગમનની વધામણી બહુ કિમતી લેખી

*ગુરુ-ઉપાસનામાં ગુરુનું ગૌરવવર્ધક દાન* :- મહારાજા કુમારપાળ એકવાર સભા ભરીને બેઠા હતા. ત્યા સોમદેવ નામના બારોટ કવિએ કલિકાલ સર્વજ્ઞ હેમચદ્રાચાર્યની પ્રશસાનો એક સુદર શ્લોક ગાયો. રાજા ખુશ થઈ જઈ એને ઈનામમા રૂ ૫૦૦૦૦ અપાવી દે છે ! બધાને આશ્ચર્ય થયુ, 'એક શ્લોકના ૫૦ હજાર ?' એક મન્ત્રી પૂછે, 'મહારાજાધિરાજ ! આપ તો લોકમા કૃપણ તરીકે ઓળખાવો છો, તો માત્ર એક શ્લોકનુ આટલું મોટુ ઈનામ શી રીતે આપી શક્યા ?'

કુમારપાળ કહે, 'એક શ્લોક હો કે અનેક શ્લોક હો, કિમત એની નથી, પરતુ આ દાનથી ભાટના મગજ પર થતા ગુરુ પ્રત્યેના અંજામણની અને પછી એની પાશ્ચાત્ય અસરની કિમત છે. આ કવિ હવે ગામેગામ ફરશે ત્યા ત્યા મારા ગુરુમહારાજના ભારોભાર ગુણ ગાયા કરશે એની કિમત મોટી છે. તબલા સારા વગાડવા હોય તો તેના પર આટાની કણેકનો લૂંદો મૂકવામા આવે છે. પછી એમાથી તડિગ જેવો અવાજ નીકળે છે. એક જડ તબલુ પણ, જો એના મો પર આટાનો પીડો મૂક્યો, તો ગાજી ઊઠે છે, તો માણસના મોમા લૂદો ભરી દેવાય તો કેમ પ્રશસાના બોલ ન કાઢે ? ગુરુની ઉપાસના આવી ઘણી રીતે થઈ શકે.

*દેવગુરુસેવામાં સાવધાની* :- દેવ અને ગુરુની સેવા કરતાં કરતા એ સાવધાની પણ ખાસ જાળવવાની છે, કે એમની આશાતના-અવિનય-અનાદર ન થઈ જાય જો કે 'આશાતના થઈ જશે તો ?' એવા ભયથી સેવા મૂકી દેવાની નથી, છતા આશાતનાદિ ટાળવાની પૂરી સાવચેતી રાખવાની છે દેરાસરમા કેમ વર્તવાનુ ? જેમ એક સમ્રાટ રાજાના દરબારમા આપણે સેવક તરીકે ગયા હોઈએ અને જે ખાસ વિનય, બહુમાન જાળવીને તથા સૂક્ષ્મ પણ અનાદર ટાળીને વર્તીએ, તેમ જિન મદિરમા પ્રભુના દર્શન-પૂજન વગેરેમા વર્તવાનુ છે. પ્રભુને આપણી પીઠ ન થાય તેની કાળજી રાખવાની. વિક્ટોરિયા રાણીના રાજ્યાભિષેક વખતે દિલ્હીમા એના પ્રતિનિધિ વાઈસરોયને સલામી ભરવા રાજાઓ ગયેલા, એમા સલામી ભરીને પીઠ પાડી પાછા ફરતા વડોદરા રાજ્યના રાજા ગાયકવાડની વાઈસરોયે રેન્ક ફર્સ્ટમાથી નાખી હતી. ..

(૨) ગભારામા આપણો શ્વાસ કે બોલતા થુક પ્રભુને ન અડે માટે આઠપડો મુખકોશ ઠેઠ નાસિકા ઢાકવા સુધી રાખીએ.

(૩) બીજે ક્યાય અડેલો હાથ ધોયા વિના પ્રભુને ન અડે,

(૪) સંસારના કોઈ વિચારો મનમા ન આવે; જેમ આવુ બધુ પ્રભુની આશાતના ટાળવા સાચવવાનુ છે, તેમ

ગુરુમહારાજની પણ સર્વ પ્રકારની આશાતના ટાળવાની, યાવત્ ત્યા સુધી કે એવો પણ વિચાર ન લવાય કે (૧) સાધુ મહારાજ તો ચાર દિવાલની વચમા રહેનારા, એમને બહારના આગળ વધેલા જમાનાની શી ખબર ?' અથવા (૨) 'ગુરુમહારાજ તો સસાર છોડી બેઠા એટલે કહે; પણ આજે આપણે કેટલી ઉપાધિ છે એની એમને શી ખબર પડે ?' અથવા (૩) 'એ સાધુ એટલે તો એમજ કહેને ? આપણે આપણુ જોવાનુ. .,' આવા પણ વિચાર મનમા ન લવાય કેમકે એમા ગુરુ મહારાજને ભલાભોળા, સમયના અજાણ અર્થાત્ મૂર્ખ જેવા માન્યા, અથવા એમના કહેવા તરફ અનાદર સૂચવ્યો

આજે તો વળી કેટલાક શ્રીમત કે આગેવાન એવી રીતે આશાતનામા પડે છે કે ગુરુમહારાજને વંદના કરશે તો રોફથી, ઠસ્સાથી; સાધુ સાથે વાત કરશે તો જાણે સાધુના વડા સલાહકાર તરીકે, આગળ વધીને અવસરે ઠપકો દેનાર તરીકે ! કેટલાક તો વળી મોટા આચાર્ય મહારાજ જેવાને પણ ખીસામા રાખી શકે છે ! કહે છે કે 'અમુક આચાર્ય મહારાજ પાસે કંઈ કાર્ય કરાવવુ હોય તો આપણને કહેવુ. મહારાજે આપણું તો માનવુજ પડે.'

ત્યારે શેઠ રસોઈયાને કહેશે - 'મહારાજ ! મહારાજને વહોરાવજો,' કેમ મહારાજ ? બધી સગવડ થઈ ગઈને ?' આવું આવુ તો બહુ સામાન્ય થઈ ગયુ છે ! અને વિશેષ એવુ પણ દેખાય છે કે 'સાધુ એટલે ઠીક મારા ભાઈ' કે 'સાધુ બહુ નિષ્ક્રિય, સમાજને બહુ લાભ નથી કરી આપતા...' આવા બધા વાણી-વિચારના ચાળા અને અક્કડ વર્તાવની ચેષ્ટા શુ સૂચવે છે ? સાધુ પ્રત્યે અનાદર, તોછડાઈ, અહત્વ . વગેરે આશાતનાના એ પ્રકારો છે એ બધા ટાળવાના

*સાધુ માટે કુતર્કોના જવાબ :-*

અજ્ઞાનોને એ ખબર નથી, કે - 'નમો લોએ સવ્વ સાહૂણ'મા ઈન્દ્રોને પણ પૂજ્ય એવા જે સાધુ મૂક્યા છે તે સાધુ માત્ર વર્તમાન જમાનાના શુ ? પણ અનંતકાળના જાણકાર છે. માત્ર તમારી ઉપાધિ શુ, પણ જગતના જીવોની વિવિધ આધિ-વ્યાધિ-ઉપાધિની સમજવાળા છે એ જે ઉપદેશ કરે છે તે અનંતજ્ઞાની સર્વજ્ઞ ભગવાને કહેલાનો કરે છે, તેય શક્ય વસ્તુનો માટે એ ઉપદેશ આ જીવનને યોગ્ય જ છે. વળી એ સમસ્ત સસારનો ત્યાગ કરવાનુ મહાન પરાક્રમ કરનારા અને મહાન પવિત્ર બ્રહ્મચર્ય-અહિસાદિ ગુણમય જીવન જીવનારા હોવાથી, સંસારના ને બાયડીના ગુલામ, અને વિષયના કીડા, તથા હિસાદિપાપોના કરનારા સસારી ગૃહસ્થો કરતા અનતગુણ ઊંચા છે. એવી દિવ્યવિભૂતિના (૧) ચરણે ઝુકી રહેવાને બદલે, (૨)

કોટિ કોટિશઃ વદના કરવાને બદલે, (૩) એમને ભવોદ્ધારક તરણતારણ, અને એકલા જ જીવંત શરણભૂત માનવાને બદલે, અનાદર-રોફ-અવગણના વગેરે આચરનારા કેવા મોહમૂઢ અને અજ્ઞાન પિશાચથી ગ્રસાએલા ગણાય ?

ખરૂ જોતા તો દુનિયામાં વિરલ એવી આ સાધુવ્યક્તિના સમાગમ-સેવા-શુશ્રુષા ઉપરાંત દિનરાત એમની આ રટણા રહેવી જોઈએ,- 'નમો સાહૂણ' તેમજ વિનયમર્યાદા પણ સાધુની ત્યા સુધી સાચવવાની કે એક ગાથા કે પચ્ચક્ખાણ પણ લેવું હોય, તો તે વદના કરીને જ લેવાય, એટલુંજ નહિ, પણ પછી પણ ગુરુમહારાજને 'પચ્ચક્ખાણ આપો' એમ ઓર્ડર (આજ્ઞા) ન કરાય, કિન્તુ એમ કહેવાય કે 'ઈચ્છકારી ભગવાન પસાય કરી પચ્ચક્ખાણ દેશોજી' અર્થાત્ 'આપની ઈચ્છા હોય તો કૃપા કરીને મને પચ્ચક્ખાણ આપશોજી.' શુ ? પચ્ચક્ખાણ દેવા કૃપા કરશોજી એમ વિનંતી કરવાની.

ટુકમા, ગુરુના અવલ્લ નબરના સેવક બનીને રહેવાનુ. યાદ છે ને કે બાળમુનિને લાફો મારવા પર મંત્રી વસ્તુપાળ-તેજપાળ, રાજા વિશળદેવનું રાજ્ય અને મત્રીપદ પણ છોડવા તૈયાર થઈ ગયા હતા.

## ૩. દયા ધરમ કા મૂલ હૈ : સત્ત્વાનુકંપા

શ્રાવકનુ ત્રીજુ કર્તવ્ય છે 'અનુકપા' યાને 'જીવો પર દયાભાવ.' આ રોજ આચરવાનું કર્તવ્ય છે, એનો અર્થ એ છે કે હૈયામાં દયાનો ઝરો સતત વહેતો રાખવો જોઈએ  તે દયા પણ ઠેઠ સ્થાવર પૃથ્વીકાય-અપ્કાય વગેરે જીવો સુધીની સમજવાની છે. ત્યારે તમે પૂછો કે, --

પ્ર. - ગૃહસ્થે જો સ્થાવરકાય અર્થાત્ પાણી-અગ્નિ-વાયુ ... વગેરે ઉપર પણ દયા રાખવાની હોય, તો સસારના કાર્યો કેવી રીતે બજાવવા ?

ઉ - તમે સમજ્યા નહિ; 'દયા રાખવાની' એટલે 'એ પણ જીવ છે,' એવી સમજ રાખીને એના પ્રત્યે હૃદય કોમળ અને કરુણાભર્યુ રાખવાનુ. એનો પ્રભાવ એ પડશે, કે એ પૃથ્વી-પાણી-અગ્નિ વગેરેના આરભ-સમારભમા કરકસર ખૂબ જ રહેશે. પાણીને ઘીની માફક વાપરવાનો ભાવ રહેશે. વધુ પડતા કે બિનજરૂરી હિસામય યા વિલાસમય આરભો અટકી જશે; અને અતિ જરૂરી જે આચરાશે તે કપતા હૃદયે આચરાશે. તથા એનાથી ઝટ છૂટી સાધુજીવન લેવાની ઝખના રહ્યા કરશે. જૈનશાસનની દયા સૂક્ષ્મ કોટિની અને વિવેકભરી છે. આમા મોટી દયા એટલે કે 'હાલતા-ચાલતા જીવોને

જાણપણામા નહિ મારવાનુ' આવી જ જાય છે તેથી કીડી, માકણ, મચ્છર વગેરેને મારી નાખવાની દવાઓ શ્રાવકને ત્યા ન જ હોય, કે ન જ વપરાતી હોય, યાવત્ એનો વેપાર પણ નહિ એટલુ જ નહિ પણ નવા જીવોની ઉત્પત્તિ ન થાય એની દયામય સાવધાની રાખવાની. શી રીતે રખાય ? અનાજમા પારાની થેપલીઓ થેલીઓ રખાય ઉનના કપડામા ડામરગોળી, કપૂર, ઘોડાવજ વગેરે રખાય. પાણીના સ્થાનોમા આગણા વગેરેમા સાફસૂફી, રાખ, ચૂનો, પોટાસ પરમેન્ગેનેટ તથા ટકણખાર અને ગધકનો ભૂકો. વગેરે નાખવાથી જીવોત્પત્તિ રોકાય સાથે ઉત્પન્ન થઈ ગયેલા જીવોની એકાત સ્થાનમા જતના યાને રક્ષાનો યત્ન કરવાનો હોય આ જોઈએ કે નહિ ? બીજાને ઠાર્યા વિના ઠરશો શી રીતે ? પચેન્દ્રિય તિર્યચો-પશુપખી ઉપર પણ દયા ખાસ રાખવાની એટલે આપણી માલિકીના કે બીજા ઢોરને ત્રાસ ન અપાય, બેલગાડી-ઘોડાગાડી વગેરેમા સવારી કરતાં અધિક ન ચડી બેસાય એને ચાબકા ન મરાવાય. વૃદ્ધ કે અપગ બનેલા આપણા ઢોરને રખડતા ન મૂકાય. નહિતર પછી આપણે દુર્ગતિમા રખડતા મૂકાવાનો અવસર આવી લાગે દયામા હજી આગળ જવાનુ છે; - માનવની દયા ખાસ સાચવવાની છે. ત્યારે કહો, પહેલુ તો કુટુબના માનવો,-માતાપિતા, ભાઈબેન, સાસુ-સસરા, પુત્રવધુ, દેરાણી જેઠાણી, વગેરે પર દયાળુ છો કે એના દિલ ન ઘવાય ? કષાય ન ચડે ? એને અ-સમાધિ ન થાય ? આ દયા તો રાખવાની જ છે, પણ ભૂલશો નહિ, આ દયા ઉપરાત ભક્તિ અને પ્રીતિ રાખવાની છે. જ્યારે શાસ્ત્રો તો સાધર્મીની ખૂબ ભક્તિ કરવાનુ કહ્યુ છે, ત્યારે આજે તો તમને સાધર્મી પર દયા પણ દુર્લભ લાગે છે. આપણા કુટુબના, પાડોશના, જ્ઞાતિના કે ગામના સાધર્મી સીદાતા હોય અને આપણા ઘરના ભરપૂર ચાલુ ખર્ચમા એનો વિચાર સરખો ન હોય, ત્યા ભક્તિ તો શુ, પણ દયાની લાગણીય ક્યા રહી ? જો જો હો ? સાધર્મી એ દયાનુ પાત્ર નથી ભક્તિનુ પાત્ર છે, પણ આ તો તમને એના દુ.ખ પર હૈયુ દ્રવે છે કે કેમ એની વિચારણા છે. શા માટે નકામા ખર્ચ, ને વધારે પડતા ખર્ચ, ઓછા કરીને સાધર્મી સેવાનુ દૈનિક કર્તવ્ય ન બજાવીએ ? એવા કર્તવ્યપાલનમા જીવન ઉન્નત બનશે, ઉજ્જવલ થશે.

આપણી પ્રસ્તુત વાત દયાની છે. દયા નોકર-ચાકર અને પરિવાર પર ખાસ જોઈએ અન્યાયથી વધારે ચાકરી ખેચવાને બદલે, દયાથી વધારે મહેનતાણા દેવાય ગુસ્સાથી વારેવારે ધમધમવાને બદલે, દયાથી પ્રોત્સાહન અપાય, તો કોમળ હૃદયે માનવદયા જાળવી ગણાય એથી સામાના દિલને બાળવાને બદલે ઠારવાનુ થાય ઠાર્યા વિના ઠરશો શી રીતે ?

ભગવાન મહાવીર સ્વામીએ એક વાર ગૌતમ મહારાજને મહાદુ ખી તરીકે મૃગાપુત્ર લોઢિયાનો નિર્દેશ કર્યો મૃગાવતી રાણીનો પુત્ર છે એને

જોવા ગૌતમસ્વામી ગયા રાણીને કહે છે, 'તારા પુત્રને જોવો છે.' રાણીએ સારા સારા પુત્રો બતાવ્યા. 'એ નહિ; પેલો મહાદુ.ખિયારો બતાવ.' રાણી કહે, 'તો પ્રભુ ! મોં-નાકે કપડુ બાધો ' બંધાવી ભોયરામાં નીચે ઉતાર્યા. કમાડ ખોલ્યુ ત્યાં સડેલા મડદાઓ કરતાં ભયકર દુર્ગંધની થોડી હવા જવા દીધી, પછી અંદર ગયા. ત્યાં જઈ જુએ છે તો મૃગાપુત્રને અંગોપાગ નથી, શરીર એટલે માત્ર એક પિડો ! તેથી એને લોઢિઓ કહે છે એના પર રાબ નાખી, એ પિડાના છિદ્રો ચુસી લે છે, પછી એમાંથી રસી-પરુ જેવું થઈ પાછુ છિદ્રોમાથી બહાર નીકળે છે, ત્યારે એ પિડો ચૂસી લે છે. ગૌતમસ્વામીને આ જોતાં કમકમી થઈ ગઈ ! પ્રભુ મહાવીરદેવ પાસે આવી પૂછે છે, 'પ્રભુ ! આ જીવને કેમ એક પિડા જેવુ શરીર ? અગોપાંગ જ નહિ ?'

ભગવાન કહે, ગૌતમ ! એ પૂર્વે અક્ખાઈ નામનો એક ગામનો રાઠોડ હતો. ગામ પર સત્તા એવી ચલાવતો કે 'કોઈનો જરાક ગુનો થયો કે, લોકો પર દાબ બેસાડી દેવા, એ બિચારાનુ કોઈ અગ કપાવતો. કોઈને કાન-કટ્ટો કરે ! તો કોઈને નાક-કટ્ટો કરે, વળી કોઈની ચામડી છેદાવે !....' આ બીજાને ઠાર્યા નહિ પણ બાળ્યા ગણાય. બીજાને બાળે તો પોતાને બળવાનુ જ મળશે. માટે કામકાજમા જીવદયા જીવજયણા પાળવાની; જેથી જીવો આખા કે એનુ એક અંગોપાગ પણ છૂંદાય નહિ.

જેવી એની હિંસામા મોટી સજા, એવું એની જયણા-રક્ષાના ભાવમા ઈનામ પણ મોટુ ! પાણીના પાંચ પોરા બચાવ્યા એને રાજ્ય મળ્યું. કુમારપાળ મહારાજા પોતાના ૧૧ લાખ ઘોડાને પણ પાણી અણગળ નહિ પણ ગળેલુ જ પાણી પીવરાવતા ! પોતાના ૧૮ દેશના સામ્રાજ્યમાથી પંચેન્દ્રિય હિસાને દેશવટો દેવરાવ્યો, તો હવે એ ત્યાંથી પછી દેવલોકમા થઈ ભાવી તીર્થકર પદ્મનાભસ્વામીના ગણધર થવાના છે, ને તે જ જીવનના અંતે મોક્ષ પામવાના છે ! બીજાને ઠારવાનો કેવો મોટો લાભ !!

એથી મોટા પચેન્દ્રિય જીવની તો ખાસ દયા કરવાની કેમકે શાસ્ત્ર કહે છે, 'વિકલેન્દ્રિય જીવની વિરાધના કરતા પચેન્દ્રિય જીવની વિરાધનામાં અધિક પ્રાયશ્ચિત આવે; કેમકે વિકલેન્દ્રિય કરતા એની પુણ્યાઈ વધારે, તેથી એની હિસામા એની વધારે પુણ્યાઈનો નાશ કર્યો. એવા પચેન્દ્રિય જીવોનો ઘાતક કાલસૌરિક કસાઈ મરીને સાતમી નરકે ગયો !

ત્યારે એક હાથીએ સસલાની દયાના ઈનામમા મેઘકુમાર બન્યાનુ પ્રભુએ બતાવ્યુ .... ત્યા હાથીને શ્રેણિકપુત્ર મેઘકુમાર થવાનુ ઈનામ શી રીતે

મળ્યુ ? પૂર્વે એ હાથી, તે એકવાર એના ઘાસ-ઝાડ વિનાના એના માડલામા દાવાનળથી બચવા આવી ભરાયેલા જીવોની ભીડાભીડ વખતે હાથીને શરીરે ખણજ ઊઠી એ ખણવા એણે ઉપાડેલા પગ નીચે સસલુ ગોઠવાઈ ગયેલુ. તે, પગ નીચે મૂકવા જતા હાથીએ એને જોયુ એટલે એને બચાવવા પોતાના પગને અઢી દિવસ ઊચો રાખ્યો, દાવાનળ શમ્યા પછી પગ નીચે માડવા જતા પગ અકડાઈ ગયેલો તે સીધો ન થતા ગબડી પડ્યો, ભૂખ્યો-તરસ્યો મર્યો, પણ સસલાના જીવને ઠાર્યો હોવાથી મરીને એ મેઘકુમાર થયો, કે બસ, ઈન મીન ને તીન ભવમા સસાર મર્યાદિત કરી દીધો! મોક્ષે જશે.

આવી તારણહાર જીવદયાને બદલે આજે જે માસ-ઈડા-માછલીના ભક્ષણ ચાલ્યા છે, એવા અભક્ષ્ય-ભક્ષી જીવોની દશા કેવી થશે ! એ વિચારજો.

પૂછો, કેમ આ અભક્ષ્યના ભક્ષણ કરે છે ? કહો, જાણે એ સમજે છે કે એ જીવોને કાંઈ દુ ખ જ નથી થતુ. શ્રેણિકે રાજસભામા પૂછ્યુ 'આજે સસ્તુ શુ ?' અભક્ષ્ય-ભક્ષીઓ કહે, 'માસ', અભયકુમાર કહે, 'માસ તો મોઘામા મોઘુ, પછી બતાવીશ કેટલુ મોઘુ ?' બે દિવસ પછી અભયકુમાર એકેક સામતરાજા પાસે જઈ કહે, 'મગધાધિપ શ્રેણિક મહારાજાને ભયકર દુઃખાવો ઉપડ્યો છે !' વૈદે કહ્યુ છે કે, 'મનુષ્યના કલેજાના જરાક માસમા દવા લો, તો તમારા કલેજામાથી સહેજ કણી કાપી આપો,' સામતરાજા કહે, 'ભાઈસા'બ ! માફ કરો લો આ લાખ, ૫-૧૦ લાખ રૂપિયા લઈ જાઓ, પણ મહારાજાને કહેશો નહિ કે આ સામત રાજાએ કલેજાની કટકી પણ ન આપી ' એમ એકેક પાસેથી લાચ ઉઘરાવી બીજે દિ' સભામા અભયકુમારે લાખો રૂપિયાનો ઢગલો કરી શ્રેણિક રાજાને કહ્યુ, 'જુઓ મહારાજા ! આટલા બધા લાખો રૂપિયા કરતા પણ કટકી માસ મોંઘુ છે.'

નિ સ્વાર્થભાવે કરાતી જીવદયા તો મહાન પુણ્યાનુબધી પુણ્યનુ કારણ છે. અષ્ટકજી શાસ્ત્રમા કહ્યુ છે 'દયા ભૂતેષુ વૈરાગ્ય. ' બાહ્યથી જીવોની દયા કરાવે એવો હૈયામા જીવો પ્રત્યે કરુણાભાવ એ 'પુણ્યાનુબધી પુણ્ય'નુ લક્ષણ છે એટલે કે એ એવુ પુણ્ય બધાવે કે જે પુણ્યાનુબધી હોય અર્થાત્ એ પુણ્યના પ્રતાપે પરલોકમા સુખસમૃદ્ધિ તો મળે જ મળે, પણ એ પાછી એવી મળે કે એમા પાપો કરવાની દુર્બુદ્ધિ અને કષાયો ન થાય. પણ સુકૃતો કરવાની સદ્‌બુદ્ધિ જ થયા કરે ! જેથી નવા નવા પુણ્ય ઊભા થાય તેથી એને પુણ્યાનુબધી પુણ્ય કહેવાય સત્તા, સન્માન, સમૃદ્ધિમા જો કષાયોની દુર્બુદ્ધિ થાય તો સમજવુ કે એ સત્તાદિનુ પુણ્ય નકરુ પાપાનુબધી છે

प्रश्न  થાય કે પાપાનુબધી પુણ્ય શેના પર બધાય ?

ઉત્તર એ છે કે 'અતરના પરિણામ માત્ર દુન્યવી પાપ લાલસાના રાખી, જો એ પાપ લાલસાને પોષવા દાન તપ વગેરે ધર્મ કરે, તો પાપાનુબંધી પુણ્ય બાંધે,' - એમ શાસ્ત્રો બતાવે છે. એવા પાપાનુબધી પુણ્યવાળુ જીવન કેવું ? તો કે રોષ અને રોફ ભર્યુ ! જીઠ અને અનીતિભર્યું ! આરભ-સમારભમય, હિસામય ! એવા જીવોને એ હિસાદિ કરતાં કે કરાવતા વિચાર નથી હોતો કે એ નિર્દોષ નિરપરાધી જીવોને કેટલું બધુ દુઃખ થાય ? માટે તો આચારાગ શાસ્ત્ર કહે છે- 'જ હતુ મિચ્છસિ તે અપ્પાણમેવ જાણાહિ ।'

'હે આયુષ્યમાન્ ! તુ જે જીવને હણવા ઈચ્છે છે, એ જીવને તારો આત્મા જ સમજી લે.'

અર્થાત્ તારી પોતાની હિસા થાય ત્યા તને જે દુ·ખ થાય એવુ જ દુઃખ સામા હણાતા જીવને થાય છે; ને તે તને જ થાય છે એમ સમજ, પૂછો,

પ્રશ્ન - હાલતા ચાલતા જીવમા તો એ દુ ખ દેખાય છે, કેમકે એ જીવો મરતા કપે છે, થરથરે છે, પરતુ એકન્દ્રિય-જીવ અગ્નિ, પાણી વનસ્પતિ.... વગેરે જીવોને એવુ દુ·ખ થતુ ક્યાં દેખાય છે ? તો એની હિસામા શુ પાપ ?

ઉત્તર - અનન્તજ્ઞાની તીર્થકર ભગવાન કહે છે, 'એ જીવોને ત્રસ જીવો કરતા અનંતગુણુ દુઃખ થાય છે. પછી એ બિચારા ભલે 'સ્થાવર-નામ-કર્મ' નામના પાપકર્મના ઉદયના હિસાબે હાલી શકે નહિ, કપી શકે નહિ,-જેમકે પેલા સખી બનેલા યુવાન સખાને રાજાએ પોતાની રાણી સાથે દુરાચાર કરતો જોઈ સજા એવી કરી કે 'એના જીભ નાક કાન કપાવ્યા ! આંખો ફોડાવી ! મોમાં ડુચા ભરાવ્યા, પછી એની જીવતા જ ચામડી ઉઝરડાવી ! એના પર દડાના જોરદાર ફટકા મરાવ્યા !' બોલો, આ સજા પામેલો જીવ કંપી શકે ? ચીસ પાડી શકે ? મોત કરતા ભયંકર ને ?' બસ, એવું એકેન્દ્રિય જીવોને દુ·ખ,' - એમ આચારાગ શાસ્ત્ર કહે છે.

માટે જ્ઞાની ભગવંતો કહે છે, 'તમારૂ ચાલે તો એકેન્દ્રિય જીવોને પણ હણો નહિ, અર્થાત્ સર્વ જીવોની દયા પાળો. છેવટે ત્રસ જીવોની તો ખાસ દયા પાળો; ને આ મળેલ મહાકિમતી જીવન જયણાવાળુ જીવો-હાલતા ને ચાલતા પહેલુ આ જુઓ, આ સાચવો, કે નાનો કથવો પણ મરે નહિ. શરીર પર ક્યારેક ખણજ ઊપડે ત્યારે તરત ખણી ન નાખતા ત્યા કપડાનો મુલાયમ છેડો ફેરવી જુઓ, તો કદાચ છેડા પર ઝીણુ મશી જેવુ જતુ રમતુ-

ખીલતુ દેખાશે. આ જીવદયા-જીવજતના એ ધર્મની માતા છે *જયણા ધમ્મસ્સ જણણી, ધમ્મસ્સ પાલણી મયા જયણા'* જયણા-દયા તો ધર્મની જનેતા છે, ધર્મની રક્ષક છે સાચા દાન-શીલ તપ વગેરે ધર્મો હૈયે દયા-કરુણા હોય તો જન્મે છે ને જીવે છે

કહ્યુ છે, *'દયાનદી-મહાતીરે સર્વે ધર્માસ્તૃણાંકુરાઃ !'* તપ-જપ વગેરે બધા જ ધર્મો તૃણ અકુર જેવા છે, ને એ દયારૂપી મહાનદીના તીરે ઊગે છે દયાનદીના પાણીથી એ ઊગે, ને દયાનદીના પાણીથી એ પોષાય-વૃદ્ધિ પામે દયા જ્યા બધ, ત્યા બધાય ધર્મ સુકાઈ જાય.

*જીવદયાથી કેટલા બધા લાભ ?*

(૧) જેટલી જીવદયા પાળો એટલુ આયુષ્ય દીર્ઘ જીવાય એના બદલે હિસા-નિર્દયતાથી આયુષ્ય પર ગમે તે ઉપક્રમ લાગે, તે વહેલુ સકોચાઈ પૂરુ થઈ જાય છે

દયાથી જીવની દુઆ મળે છે, અમદાવાદમા જીવદયાનુ જીવોને કત્લખાનેથી છોડાવવાનુ તેમજ પશુના બજારમાથી જીવોને ખરીદી લઈ પાજરાપોળમા મોકલવાનુ કામ કરનાર સારાભાઈ જમનાદાસના ધર્મપત્ની એકવાર સિરિયસ બિમાર પડી ગયા ડોક્ટરે હાથ ખખેરી નાખ્યા, 'રાત કાઢે તો ભાગ્યશાળી,' કહીને ડો ગયા બેન સભાન હતા ડો ના ગયા પછી મોટા દીકરાને કહે, મહેન્દ્ર ! જા કત્લખાને, કસાઈના છરા નીચે લીધેલા બકરાને હમણાને હમણા છોડાવી લાવ, ભલે પૈસા જેટલા માગે તેટલા આપી દેજે.' મહેન્દ્ર તરત જઈને મો માગ્યા પૈસા આપી બકરો છોડાવી લાવ્યો. બેનને વળતા પાણી થયા! કેવાક ? રાતે નિરાતે ઊઘી ગયા, ને સવારે ઊઠીને દેરાસર ચાલીને ગયા ! દર્શન કરીને આવી પછી નવકારશી પચ્ચક્ખાણ પાળ્યુ ! જીવી ગયા ! શી રીતે ? દયાથી બચાવેલા જીવની દુઆ મળી.

(૨) જીવદયાથી આરોગ્ય સારુ જળવાય કેટલાય શ્રાવકો અને સાધુ મહારાજો એનુ દૃષ્ટાત છે

(૩) જીવોને અભયદાન દેતા અવસરે પોતાને અભયદાન મળે કુદરતનો નિયમ, 'જેવુ વાવો તેવુ લણો '

વઢવાણના જીવદયાપ્રેમી *શ્રાવક રતિલાલ જીવણ.* એકવાર ગામડામા પશુના બલિદાન માટે ઉપાડેલા છરા નીચે પોતે ગોઠવાઈ ગયા. હિસા કાયમની બધ કરાવી પછી પાછા વળતા બસવાળાએ બેસવા ન દીધા, પગે ચાલી કાઢ્યુ આગળ જઈ જુએ છે તો ફાટક આગળ બસને ટ્રેનથી

અકસ્માત થયેલો દેખ્યો અભયદાને એમને અભયદાન આપ્યુ.

(૪) જીવનો પરમ ધર્મ સુખની ઈચ્છા છે. *"સવ્વે જીવાવિ ઈચ્છન્તિ જીવિઉં ન મરિજ્જિઉં"* મરવા પડેલુ કૂતરું દુ.ખથી પીડાતુ હશે તો પણ મરવાને નથી ઈચ્છતુ કોઈ જો એને મારવા તલવાર કે પિસ્તોલ દેખાડશે, તો કૂતરુ ત્યાથી ભાગી જશે, યા કપારો અનુભવશે ! માટે અભયદાન એ શ્રેષ્ઠ દાન છે, લાખો રૂપિયાના દાન કરતાં પણ ચડિયાતુ છે. જાણો છો ને કે ફાંસીની સજા પામેલા માણસને ત્રણ રાણીઓએ મેવા-મિઠાઈ અને અલંકાર પાલખી વગેરેથી સરભરા કરી; પણ એને એમા જે આનંદ ન થયો, એવો અપૂર્વ આનંદ રાજાની અણમાનિતી રાણીએ રાજા પાસેથી એને અભયદાનનો પત્ર લાવીને આપ્યો એમા થયો.

*આજે હિસા કેટલી બધી વધી ગઈ ?* આજનો માનવ રાક્ષસથી પણ ભૂંડો થયો છે. જીવ મારવાનાં સપ્તાહ ઉજવાય છે ! માખીમાર સપ્તાહ ! મચ્છરમાર સપ્તાહ ! ઉંદરમાર સપ્તાહ !.... એટલુ જ નહિ પણ જીવોને મારવાની દવાઓ કેવી કેવી નીકળી છે ! એનો વેપાર પાછા કેટલાક જૈનો કરે ? હદ થઈ ગઈ ને ? એવા કેટલાક જૈનો આજે ઈરાની હોટલ કે રેસ્ટોરામાં જઈને ઑમલેટ સેન્ડવીચ વીથ ચિકન્સ વગેરે ખાતા થઈ ગયા છે.

આજે ગાયો-ભેસો-પાડા-બળદ-બકરા-મરઘા-સસલા-ભૂંડ-હરણ-ઊંટ સાપ-દેડકા-વાંદરા-પક્ષીઓ વગેરેની ભૂંડી કતલ કરવા-કરાવવાનુ આજનો ક્રૂર માનવ શીખ્યો છે આવી ફાલીફૂલેલી હિસાના વાતાવરણમાં રહેવાનુ છે. હોટેલ વગેરેના માલ કેક પાઉં વગેરેમા માછલાનો લોટ ભેળવાય છે. બૂટનુ ચામડુ જીવતા મારેલા ઢોરની ચામડીમાથી બને છે. દવાઓ માટે પહેલાં જીવો પર ક્રૂરતાથી અખતરા કરીને પછી પાસ થયે બજારમા મૂકાય છે. ખુદ દવાઓમાં જીવોના લોહી માસના એક્સટ્રેક્ટ ભેળવાય છે...

જીવદયા પાળવી હોય તો આ બધાનો ત્યાગ કરો તો જ પળે એવી છે; ને તો જ હૈયા કુણા રહેશે. બાકી તો ભલે જાતે એ વાપરો નહિ, પણ જો એના વેપાર દલાલી વગેરે કરો તો પણ હૈયા કઠોર થઈ જશે જીવદયાનો પ્રેમી એટલો નબળા મનનો યા કઠોર મનનો ન હોય કે કહે, 'શું કરુ ? મારે એના પર જીવવાનુ છે' જૈન એટલે તો વીર બચ્ચો, એ એવા લોભને ને એવી લાલચને ફગાવી દે

સૌરાષ્ટ્રમા કોઈ એક ગામમા એક જૈન બેક મેનેજર, એને સરકારે માછલીઓના વેપારીને ફાઈબર ગ્લાસની સ્વીડનની સ્ટીમર-લોંચો-હોડીઓ

માટે લોન આપવા આગ્રહ કર્યો  પણ આ ભાઈએ, 'એ નહિ બને' કહી મેનેજર પદેથી રાજીનામુ આપી દીધુ !

*બર્નાર્ડશૉ* એક લડનવાસી જૈનેતર અને પ્રસિદ્ધ નાટ્યકાર, એણે જૈન સાહિત્યના વાચનથી માસાહાર છોડી દીધો ! .. યાવત્ પોતાના ફ્લાવર પોટમા ફૂલ પણ રાખતો નહિ ! કહેતો, 'ફૂલનો જીવ બિચારો એના છોડ પર ભલેને ચાર-આઠ દિવસ જીવે  એ જો મને પ્રિય છે, એના પર જો મને પ્રેમ છે, તો એ બિચારાને ત્યાથી ચૂટી લાવી ફ્લાવર પોટ પર મુકુ, તો ૪-૮ કલાકમા એ ચિમળાઈ જાય.' એકેન્દ્રિય જીવ પર પણ એની કેવીક દયા ! જો વિલાયતમા જન્મેલાને આ દયા ! તો આર્યદેશમા જન્મેલા તમારે ઠામઠામ દયા ફેલાવવી.

આજના ભયકર હિસાના કાળમા તો ખાસ 'વાવીએ તેવુ લણીએ' આ સૂત્ર યાદ રાખી દયાવાન-કરુણાવાન બનવુ. આ ત્રીજુ જીવદયાનુ દૈનિક કર્તવ્ય થયુ   હવે ચોથુ.. .

## ૪. જલબિંદુ મોતી ભયા - શુભપાત્ર-દાન

આ એક મહાન દૈનિક કર્તવ્ય છે. શુભ પાત્ર એટલે કે સારા પાત્રમા દાન કરવુ, એ જીવનનો અલકાર છે  પૈસાનો સગ્રહ એ અલકાર નહિ, પૈસાનુ દાન એ અલકાર! પૈસા સઘર્યે જવામા તો ઉત્તમ જીવનની વિટબણા છે  જીવનભર સઘરવાનુ તો એક કીડીને ય આવડે છે  એવુ જીવન જીવીને શો સાર કાઢ્યો એણે ? રાત ને દિવસ ઝખના અને ચિતાની વિટબણા વહોરી ! સગ્રહ કર્યે જવામા ઠરીને બેસવાની વાત ખરી ? ''પૈસા ક્યા મળે છે ? ક્યાં મળે છે ? શી રીતે ઘરભેગુ કરેલુ કેમ સચવાઈ રહે ? કેમ સુરક્ષિત રહે ?... એવો એવો જ બધો વલોપાત ! આમા પછી જીવ કીડી નહિ, મોટો મનુષ્ય બન્યો, તો ય આ વલોપાત ને ? તે એમા ભગવાનનુ નામ શાતિથી જપવાની વાત હોય ? સગ્રહ પરિગ્રહના વલોપાતમા તો ન થાય શાતિથી સ્થિર મને અરિહતનુ સ્મરણ કે ન થાય શાતિથી દર્શન-વદન-પૂજન ! યા ન થાય શાતિથી બીજા સાધુસેવા, જિનવાણી-શ્રવણ, . . વગેરે કશાય ધર્મકૃત્ય ! પછી અતે ધન-સગ્રહમાથી પરલોકે શુ લઈ જવાનુ ? શાતિથી જો કશા ધર્મકાર્ય કરવાના નહિ, તો પુણ્ય કેટલુ લઈ જવાનુ ? કશુ જ નહિ  એ પાપકર્મ અને પાપસસ્કારના પોટલા કેટલા લઈ જાય ? ***મમ્મણ શેઠ*** મિલ્કતમા એક રતનનો બળદિયો ઊભો કર્યો હતો ! પણ શુ મરીને લઈ ગયો એ પરલોકમા ? ના, આખો રત્નનો બળદિયો તો નહિ, પણ એમાનુ એક રત્ન પણ નહિ! અરે ! એક કાણી કોડીય નહિ ! ને પાપ

એ કેવાંક લઈ ગયો ? ૩૩ સાગરોપમ સુધીની સાતમી નરકની જેલનાં પાપ લઈ ગયો !

માટે કહો, ધનસગ્રહ એ જીવનની વિટંબણા છે. ત્યારે જીવનનો અલકાર-શોભા દાન છે, અને તે શુભ પાત્રમા દાન હોવુ જોઈએ. પછી એનો નાદ એવો લાગે કે વેપાર-રોજગાર વગેરેથી જ્યાં સંગ્રહ કરવાની વાત આવે ત્યા નવી વિટંબણા લાગે ! એમાં મનને હોશ નહિ; ને જ્યા દાનની વાત આવે ત્યા ખરું કમાવવાનું દેખાય, અને એમાં હરખ અને હોંશ રહે. માટે શુભ પાત્રમા દાન જીવનનું એક મહત્વનુ કાર્ય છે.

એ પણ દાન શુભ પાત્રમા કરવાનું, જેથી શુભ અધ્યવસાય અને ધર્મનો લાભ થાય.

ઉત્તમ શુભપાત્ર તરીકે પવિત્ર સયમધારી સાધુભગવતો આજે મળી શકે છે. એમને વસ્ત્ર-પાત્ર-સંયમના ઉપકરણ-પુસ્તક-ઔષધિ વગેરેના દાનથી બહુ ઊંચું પુણ્યાનુબધી પુણ્ય પ્રાપ્ત થાય છે. *જીવાનંદ વૈદે* ઔષધિદાનથી ક્રમે કરીને આગળ વધતા વજનાભ ચક્રવર્તીના ભવમાં મુનિ બની વીસથાનકની આરાધના કરીને પ્રથમ જિનેશ્વર શ્રી ઋષભદેવ ભગવાન બનવાનું પુણ્ય ઉપાર્જ્યુ.

*શાલિભદ્ર*ને પૂર્વભવમા તપસ્વી મુનિને થાળી ખીરના સુપાત્રદાન અને એના અતિહર્ષથી ઊભા થયેલ પુણ્યે રોજ નવીનવી દેવતાઈ નવાણું પેટી મળતી; અને અવસર આવતાં એના ત્યાગપૂર્વક પ્રભુ મહાવીર દેવના શિષ્ય તરીકે સાધુપણુ મળ્યુ. સુપાત્રદાનના મહિમાના તો કેઈ દૃષ્ટાન્તો છે. *વસ્તુપાળ તેજપાળ*ના રસોડે રોજ ૫૦૦ મુનિઓની ભક્તિ થતી હતી. તે પણ તેજપાળના પત્ની અનુપમાદેવી ખડે પગે રહી કરતા હતા

સાધુને રાજપિંડ ખપે નહી, તેથી પૂ. હેમચદ્રાચાર્ય મહારાજ, કુમારપાળ રાજાને ત્યાથી ગોચરી આદિ નહોતા લેતા તો પૂ હેમચદ્રાચાર્ય મહારાજ ના અંતસમયે કુમારપાળ રડતા હતા- "મારા અઢારદેશના રાજ્યમા ધૂળ પડી કે ગુરુનો સુપાત્રદાન લાભ ન મળ્યો "

પ્ર. :- સુપાત્રદાનનો આટલો બધો ઊચો પ્રભાવ શાથી ?

ઉ. :- સમાધાન સરળ છે. સુપાત્રદાનથી (૧) સામી વ્યક્તિ, સાધુમહારાજને ચારિત્રપાલન, સ્વાધ્યાય, ધ્યાન, અધિક તપસ્યા, બ્રહ્મચર્યાદિ મહાવ્રતો વગેરેનું પોષણ થાય અને (૨) દાતારને અનુમોદન કરવાનો મહાન લાભ નીપજે છે, એટલુ જ નહિ પણ આપણા દાનથી એમના ધર્મદેહની પુષ્ટિ થવાને લીધે એ બીજા કેઈ માણસોને ધર્મોપદેશાદિ કરવા દ્વારા એમને ધર્મમાં જોડી ભયાનક સંસારમાથી બચાવી લે છે, એ ય મહાન લાભ છે. સુપાત્રદાનના આવા ઉત્કૃષ્ટ લાભોની તોલે બીજો કયો લાભ આવે ? માટે જ રોજ સુપાત્રદાન કર્યે જવાનુ છે તે પણ ધ્યાનમા રાખો,

વિધિ-બહુમાનપૂર્વક દેવાનુ વિધિમા એક વસ્તુ એવી છે કે સાધુને નિમત્રણ કર્યા પછી ઘેર સાધુ મહારાજ પધારે ત્યારે આપણી પાસેની દાન-

યોગ્ય સર્વ વસ્તુ દહી, દૂધ, ઘી, સાકર, ભોજન, ઔષધિ, પાત્ર વગેરેના નામ લઈ લાભ આપવા વિનતિ કરવી જોઈએ. સાધુ ન મળે તો ભોજન વખતે એમને યાદ કરીને નિસાસો પડવો જોઈએ ખવડાવીને ખાવુ તે દૈવી ભોજન છે,... મહાવીર પ્રભુનો જીવ ***નયસાર*** જગલમાં અતિથિને શોધવા નીકળ્યા હતા ક્યા ? જગલમા ! સાધુને દાન પણ આપણા હાથે ખૂબ આનદ-બહુમાન સાથે કરવાનુ.

સાધુને વસતિનુ દાન કરવામા પણ અપૂર્વ લાભ છે ***અવંતીસુકુમાલ***ના ઘરે આચાર્ય ભગવાન શ્રી આર્યસુહસ્તિ મહારાજને ઉતરવા મુકામ મલ્યો, એમા અવતીસુકુમાલને ચારિત્ર અને પછી નલિનીગુલ્મવિમાન તથા સસાર-અલ્પતાના મહાન લાભ થયા ! પુણ્યના યોગે મળેલી સસારની પાપસામગ્રીને પુણ્યસામગ્રી બનાવી દેવાની મહાન ચાવી શુભ પાત્રદાન અને પ્રભુભક્તિ તથા જ્ઞાનભક્તિના દાનમા છે દાનની ચાવી લગાડો તો સ્વર્ગીય અને મોક્ષના સુખની તિજોરી ખુલે

શુભપાત્રદાનમા સાધુ-સાધ્વીની ભક્તિ જેમ કરવાની, તેમ સાધર્મીની પણ ભક્તિ કરવાનુ આવે ***પુણિયા શ્રાવકે*** મહા ગરીબીમા પણ રોજ એ કરવાનુ રાખીને શ્રીવીરપ્રભુના શ્રીમુખે પ્રશસા પ્રાપ્ત કરી હતી જિનદાસ શ્રાવકે કેવળજ્ઞાની મહર્ષિના વચનથી વિજયશેઠ અને વિજયશેઠાણીની ભક્તિ કરી ચોર્યાશી હજાર સાધુને દાન દેવા જેવો લાભ મેળવ્યો હતો કુમારપાલ મહારાજા દર વરસે સીદાતા સાધર્મીને પહેરામણી કરવામા રૂા ચૌદ ક્રોડ ખરચતા અને આવા જ ધર્મકૃત્યો કરી ગણધરપદ નક્કી કર્યુ હતુ સાધર્મીમા પણ સીદાતાનો શક્ય ઉદ્ધાર, અને બ્રહ્મચર્યાદિ વ્રતધારી, પૌષધાદિવાળા, વર્ધમાનતપ, વીસસ્થાનકાદિ તપવાળા વગેરેની શક્ય ભક્તિ કરવા તરફ ખાસ લક્ષ જોઈએ. પછી ભલે આપણી શક્તિ ઓછી પહોચતી હોય તો કેવળ મહોલ્લામા વસતા કે છેવટે એકાદની પણ ભક્તિ ચૂકવી જોઈએ નહિ.

***દાનના ગુણ મહાન છે.***

(૧) એમા લક્ષ્મી પર વિરાગ અને હૃદયની ઉદારતા સારી કેળવાય છે વળી (૨) એ લક્ષ્મીથી સભવિત કેટલાય પાપથી બચાય છે.

(૩) અનેક પુણ્યો કમાવાય છે. (૪) જિનાજ્ઞાના પાલનનો મહાધર્મ સધાય છે.

(૫) કમમા કમ મનુષ્ય-આયુષ્ય ઉપાર્જાય છે, (૬) ગુણીની કદર થાય છે.

આ શ્રાવકનુ ચોથુ દૈનિક કર્તવ્ય થયુ

------x------x------x------

## ૫. ગુણ ગાવો સજ્જનનાં - ગુણાનુરાગ

શ્રાવકના દૈનિક કર્તવ્યોમાં પાંચમુ કર્તવ્ય ગુણાનુરાગ છે  જગતના જીવનમા જે ઘણાના સપર્કમા આવવાનુ બને છે, તે ય નજર સામે કે વિચારણામાં પણ કેઈ મનુષ્યો જે આવી ચઢે છે, અનાદિની કુટેવથી એની ખામીઓ અને દોષો જોવાનુ જાણે સહેજે બને છે  કદાચ બીજાના દોષને બદલે ગુણ પર દૃષ્ટિ પડી જાય તોય, ત્યા અભાગિયાને વગર સકોચે ઈર્ષ્યા કરવાનુ અને આગળ વધીને એ ગુણને ઢોગમા કે દોષમા ખતવવાનું જલદીથી થાય છે ! આ આદત બહુ ભયકર છે; અવસરે માનવતા તો શું પણ શહેરી પશુતાથી નીચે ઈર્ષ્યાળુ, તામસી, જગલી પશુતા સુધી લઈ જનારી છે. સ્થૂલિભદ્ર મહામુનિની ઈર્ષ્યા કરતા ***સિંહગુફાવાસી*** મુનિ ક્યાય નીચે ઉતરી ગયા ! જીવને ઊંચે આવવા માટે આલબનભૂત અને પ્રેરણાદાયી જે ગુણવાન વ્યક્તિ એના ગુણને બદલે જો દોષો જોવાય, તો ત્યાં પોતાને ગુણની પ્રેરણા ક્યાથી મળે ? અને ઊચે શી રીતે અવાય ? કદાચ આપમેળે ગુણ પોતાનામાં આવે તો ય બીજાના દોષદર્શનના અને ગુણની ઈર્ષાના પાપે હૈયું મોટે ભાગે બગડેલુ જ રહે છે, અને તેથી પરિણામે તો ભવચક્રમાં ભ્રમણ જ ઊભું થાય છે. આવા મહાન અનર્થમાંથી બચાવી લેવા માટે જ્ઞાની ભગવતે દૈનિક કર્તવ્યમાં 'ગુણાનુરાગ' મૂકવાની મહાન દયા કરી એ દયાની જો આપણને કદર હોય તો અને ભાવી અનર્થોથી બચી ઉન્નતિ ચાહતા હોઈએ તો રોજીંદા જીવનમાં ગુણાનુરાગને અપનાવ્યા વિના રહીએ ખરા ?

ગુણાનુરાગમાં ગુણીયલની પ્રશંસા આવે, એમના ગુણની અને સુકૃતની વચનથી ઉપબૃંહણા સમર્થન આવે ને મનથી સામાના ગુણસુકૃતની અનુમોદના આવે. આ પણ જીવનનુ મહાન કૃત્ય બજાવતા રહેવાનું છે. એ સુકૃતની અનુમોદનાથી સુકૃત કર્યા બરાબર લાભ મળે.

જાણો છે ને, ***હરણિયો અનુમોદનાથી સ્વર્ગે ?***

બળદેવમુનિ જગલમાં રહેતા હતા. ને તપ તપતા, અને કોઈ પ્રવાસી ત્યાથી જતો હોય, ને એની પાસેથી ગોચરી મળે તો પારણુ કરી લેતા. એમાં એક હરણિયો એમનો ભક્ત બની ગયેલો, તે દૂરથી પણ જતા પ્રવાસીને જોઈ, મુનિને એ કપડું તાણી ત્યા લઈ જતો ! તે એકવાર એક રથકાર ત્યાં દૂર પર આવી કાષ્ઠ માટે સુક્કુ ઝાડ કાપી રહ્યો હતો. હરણિયો એને જોઈને મુનિને ત્યાં એની પાસે લઈ ગયો. રથકાર ખુશ થઈને મોટું ડાળુ કાપવાનું કામ પડતું મૂકી મુનિને પોતાના ભાતામાથી વહોરાવે છે. હરણિયો એ જોઈ ગુણાનુરાગથી બનેના સુકૃતની અનુમોદના કરી રહ્યો છે, 'ધન્ય

છે મુનિને કે એ કેવા સરસ તપ-સંયમ આરાધી રહ્યા છે ! અને ધન્ય છે આ રથકારને કે એ કેવું સરસ દાન કરી રહ્યો છે ! હુ અભાગિયો, ન દાન કે ન તપ, કશુ જ કરી શકતો નથી !' બસ, એ જ વખતે ત્રણેય ઉપર અડધુ કાપેલું મોટુ ડાળખું તૂટી પડ્યુ; એથી ત્રણેય ચગદાઈ મરી ગયા. ત્રણેય મરીને પાચમાં દેવલોકમાં દેવ થયા ! બળદેવ મુનિ તો મહાન સયમી - તપસ્વી સાધુ છે, અને રથકાર મહાન તપસ્વીને સુપાત્રદાન કરનારો છે, તો એ બન્ને તો પાંચમા દેવલોકે જાય, પરતુ હરણિયો પણ હારોહાર પાંચમાં દેવલોકે ? હા, ગુણાનુરાગથી કરેલી સુકૃત અનુમોદનાથી સુકૃત કર્યા બરાબર લાભ મળે છે.

ગુણાનુરાગનો આ મહિમા હોવાથી એ દૈનિક કર્તવ્ય છે, એમા આવુ આવુ કરવાનું આવે, ગુણોનો પક્ષપાત અને ગુણિયલ આત્મા પર બહુમાન, ગુણિયલની સેવા, ગુણિયલના સુકૃતની પ્રશંસા ઈત્યાદિ ઈત્યાદિ આવે.

ગુણાનુરાગને કર્તવ્ય બતાવ્યુ ત્યારે પ્રશ્ન થાય કે,-

પ્ર. :- જેમ જિનેન્દ્ર-પૂજામા જિનેન્દ્ર ભગવાનની પૂજા-ભક્તિમાં દર્શન-વંદન-દ્રવ્યપૂજા-ચૈત્યવંદન સ્તુતિ-સ્તવન વગેરે કૃત્યો કરવાના હોય; એમ 'ગુણાનુરાગ' મા કૃત્યો કયા કરવાના ?

ઉ. :- ગુણાનુરાગમાં કૃત્યો માટે 'ધર્મરત્ન-પ્રકરણ' શાસ્ત્રમાં કહ્યું છે, -

''ગુણરાગી ગુણવત બહુમન્નઈ નિગ્ગુણે ઉવેહેઇ । ગુણસગહે પયટ્ટઈ સપન્નગુણં ન મઈલેઈ ॥''

અર્થાત ગુણાનુરાગી બનવુ હોય એણે (૧) ગુણનો જ રાગ ધરવો જોઈએ, (દોષ તરફ દૃષ્ટિ જ નહિ;)

(૨) ગુણવાનનુ બહુમાન કરતા રહેવુ જોઈએ; અને (૩) નિર્ગુણીની ઉપેક્ષા રાખવી જોઈએ, વળી

(૪) ગુણનો સગ્રહ કરવામાં પ્રવૃત્તિ રાખવી જોઈએ, તેમજ (૫) પ્રાપ્તગુણને મલિન ન થવા દેવો જોઈએ.

આમાં ગુણનો જ રાગ યાને ગુણનો જ પક્ષપાત ધરવો જોઈએ. એમા કર્તવ્ય આ, કે તેવા તેવા અવસરે પોતાની બોલચાલ એવી જોઈએ કે એમાં બીજાને વર્તાઈ જાય કે આ ભાઈમા ગુણાનુરાગ જ છે, દોષદૃષ્ટિ નથી. બીજાના ગુણ તરફ જ નજર જાય, પણ એના દોષને લક્ષમાં નહિ

લેવાનો.

અરે ! આ ગુણાનુરાગ આગળ વધીને જડ વસ્તુ ઉપર પણ પહોંચે છે, એટલે એ કે જડમાં ય ગુણદૃષ્ટિ રાખે, દોષદૃષ્ટિ નહિ. અર્થાત્ એ જડમા ય સારા તત્ત્વને લક્ષમાં લે, એના પર જ આકર્ષાય, પરતુ નરસા તત્ત્વને લક્ષમાં ન જ લે, ને એથી એની ઘૃણા, એના તરફ નાક મચકોડવાનું, ને એની નિદા વગેરે કરવાનું ન કરે. જુઓ,-

*જડમાં ગુણદૃષ્ટિનો દાખલો :-*

કૃષ્ણ મહારાજામા 'ગુણાનુરાગ'નો ગુણ હતો, સ્વભાવ હતો, એની સ્વર્ગમાં ઈન્દ્રે પોતાની સભામા પ્રશસા કરી, ત્યારે એક દેવતા નીચે પરીક્ષા કરવા આવ્યો, ને એ વખતે કૃષ્ણ મહારાજાની સવારી નીકળેલી તેના રસ્તા પર એણે બાજુમા એક દુર્ગંધમય સડેલુ કૂતરીનું મડદું મૂકી દીધું.

સવારી નજીક આવી એટલે સિપાઈઓએ એ મડદામાથી નીકળતી ફાટફાટ દુર્ગંધીના લીધે મોઢે-નાકે કપડાનો ડૂચો ધરીને ઘોડા દોડાવી મૂક્યા; પણ જ્યા કૃષ્ણ મહારાજા ત્યા આવ્યા ત્યારે એમણે આસ્તે આસ્તે જેમ ઘોડો ચાલતો હતો તેમ જ ચાલવા દઈ, મડદા તરફ આંગળી ચીધીને બીજા સામત રાજાઓ અને અમલદારોને એ કહે,- 'જુઓ જુઓ, આ મડદામાં પેલી દાતની પક્તિ કેવીક સફેદ મોતીના દાણા જેવી ચમકી રહી છે !'

શુ આ ?

જડમાં પણ ગુણાનુરાગ અર્થાત્ સારા તત્ત્વ પર જ નજર, નરસાને લક્ષમાં જ નહિ લેવાનુ.

અગ્રેજીમાં કહેવાય,- POSITIVE OUTLOOK રાખો, NEGATIVE નહિ.' પાણી માગ્યુ ને કોઈએ અડધો ગ્લાસ પાણી આપ્યુ, તો એ નહિ જોવાનું કે 'કજૂસ ? પાણી જેવી ચીજમા ય અડધો ગ્લાસ અધૂરો આપ્યો !' એ નેગેટીવ આઉટલૂક છે, નિષેધાત્મક વલણ છે, દોષ-દૃષ્ટિ છે. આ નહિ રાખવાની; વિધેય દૃષ્ટિથી એ જોવાનું કે 'અહો ! માણસ સારો વિવેકી અને શાણો છે કે આપણે પાણી માગ્યુ ને ઝટ પાણી હાજર કર્યુ.' આ વિધેયાત્મક વલણ છે, ગુણદૃષ્ટિ છે. 'અડધો ગ્લાસ પાણી પણ ઝટ આપ્યુ ને ?' એટલુ જ જોવાનુ.

અહી કૃષ્ણ મહારાજે મડદાના નરસાપણા પર યાને દુર્ગંધ અને સડેલાપણા પર દૃષ્ટિ ન નાખી; એને લક્ષમા જ ન લીધુ; કેમકે એ નિષેધાત્મક

વલણ છે, પરતુ વિધેયાત્મક વલણથી મડદાના દાતના સારાપણા પર જ દૃષ્ટિ નાખી, એને જ લક્ષમા લીધુ, અને પ્રશસા કરી કે 'વાહ કેવી સરસ સફેદ મોતીના દાણા જેવી આ દાત-પક્તિ!'

ત્યારે આ વિધેય-દૃષ્ટિથી યાને ગુણદૃષ્ટિથી દર્શન કરવાનો પ્રભાવ જુઓ કે દેવતા કૃષ્ણ પર ખુશ થઈ ગયો ! પ્રગટ થઈ કહે છે કે, 'મહારાજા ! સ્વર્ગમા ઈન્દ્રે આપના ગુણાનુરાગ-ગુણપક્ષપાત-વિધેયાત્મક વલણની પ્રશસા કરી, ત્યારે મને આપની પરીક્ષા કરવાનુ મન થયુ, તે મે જ આ ગધાતુ કૂતરાનુ મડદુ ગોઠવ્યુ, ને એ જોઈ બીજાઓ નાપાસ થયા, પરતુ આપ પાસ થઈ ગયા ! વાહ ધન્ય તમારી ગુણદૃષ્ટિ !' એમ કહી એણે રાજાને એક એવી ભેરી પડઘમ ભેટ આપી, કે જે એકવાર વગાડવામા આવે ત્યા એનો અવાજ સાભળનારને છ મહિના સુધી કોઈ રોગ જ ન થાય ! આ તો જડમા ગુણદૃષ્ટિથી વાત થઈ.

હવે જીવ અંગે આ ગુણદૃષ્ટિ યાને ગુણાનુરાગનો પ્રભાવ જુઓ

*બે મુનિ* હતા એક ગુણાનુરાગી અને બીજા ગુણદ્વેષી યાને ઈર્ષ્યાળુ, એમા ઈર્ષ્યાળુ ક્યાક ગોચરીએ ગયા. ત્યાં દોષિત વહોરાવતા શ્રાવિકા કહે 'બાપજી ! બીજા મહારાજ આવે છે પણ બહુ ચિકણા તે ઝટ વહોરે નહિ, પૂછગાછ કર્યા કરે, 'આ કોના માટે બનાવ્યુ છે ને કેમ બનાવ્યુ છે ? આપ શ્રાવકનો બહુ ભાવ રાખનારા તે એવી ચિકાશ કર્યા વગર ઝટ અમને લાભ આપી દો છો... ધન્ય તમારી ઉદારતાને !' ત્યારે એ સાધુ કહે 'એવા ચિકણા સાધુનુ નામ મૂકો, આમ તો વહોરવામા ચિકાશ દેખાડે, પણ સ્વભાવ એમનો કેવો ઉગ્ર ને ક્રોધી છે, તે તમે શુ જાણો ?' આ શુ ? ઈર્ષ્યા, દોષદૃષ્ટિ અને નિદા

થોડી વારે બીજા મુનિ ગોચરી આવ્યા, પૂછગાછ કરીને વહોરે છે પછી શ્રાવિકા કહે, 'મહારાજ સાહેબ ! તમે કેવુ સરસ શુદ્ધ ચારિત્ર પાળો છો ! ગોચરીમા દોષ ન લાગે માટે તમે બધી પૂછગાછ કરો છો, ત્યારે પહેલા એક મુનિ આવેલા, એ પોતે તો દોષિત વહોરનારા ને પાછા તમારા જેવાની નિદા કરતા હતા કે 'એવા મહારાજ બહુ ચિકણા પણ ક્રોધી સ્વભાવના' ત્યારે આ સાધુ કહે, 'બેન ! એમની વાત સાચી છે, હુ ક્રોધનો ભરેલો છુ, ને એ મહારાજ સારા મધુર સ્વભાવના છે, ને મહારાજે કદાચ દોષિત વહોર્યુ હશે, તો ય કોઈ બિમારી આદિના કારણે અપવાદ માર્ગે વહોર્યુ

હશે. ભગવાને બે માર્ગ આરાધવાના ફરમાવ્યા છે-૧. ઉત્સર્ગમાર્ગ ૨. અપવાદમાર્ગ. એ બન્ને માર્ગ આરાધ્ય છે, એટલે એ મુનિ ગુણિયલ છે. હું ભલે નિર્દોષની ગવેષણા કરૂં, પરંતુ મારામા કષાયો કેટલો બધા ભર્યા છે !'

આ મુનિનો ગુણાનુરાગ દેખી ક્ષેત્રદેવતા તૃષ્ટમાન થઈ ગયો, અને ત્યાં જ 'ધન્ય હો ગુણાનુરાગી મુનિને !' એમ અદશ્યપણે બોલીને પુષ્પવૃષ્ટિ કરી, મુનિના ગુણ ગાય છે ! એથી શ્રાવિકા પર અને લોકો પર બહુ પ્રભાવ પડ્યો.

***વેશ્યા અને બાવો :-*** ઈતરોમાં એવો જ એક બાવાજી અને વેશ્યાનો દાખલો આવે છે. વેશ્યા અને બાવો બે સામસામા રહે. એમાં બાવાજી જે આવે તેની આગળ વેશ્યાની નિંદા જ કર્યા કરે, 'કેવી દુરાચારિણી બાઈ ! કોણ જાણે કેટલા એના ધણી ?' ત્યારે વેશ્યા પોતાને ત્યાં આવનાર આગળ પોતાની નિંદા અને બાવાજીના ગુણ ગાય છે, 'જુઓ આપણે કેવા દુરાચારમા પડ્યા છીએ ! અને આ સાધુ સંત તપસ્યા અને ભગવાનનું ભજન જ કર્યા કરે છે !' આમ ચાલતું હતુ એટલામાં એકવાર ઉપરથી વિમાન ઊતરતું હતુ. બાવાજી સમજ્યા કે 'મને વૈકુંઠમાં લઈ જવા વિમાન આવી રહ્યું છે !' પરંતુ વિમાન તો બાવાજીની મઢૂલી છોડીને વેશ્યાના ઘરઆંગણે આવીને ઊભુ રહ્યું; ને વેશ્યાને કહે છે, 'આવો તમને વૈકુંઠમાં લઈ જવા છે.' ત્યાં બાવાજી દોડતા આવ્યા ને કહે છે, 'દેવતાજી ! આ તો વેશ્યા છે. હુ તો સાધું છું, મને છોડીને વેશ્યાને વૈકુંઠમાં ? આવું ઊંધુ કેમ ?' દેવતા કહે, 'ઊંધુ તો તમે કરો છો ! સાધુ થવા છતાં બીજાની નિંદા કરો છો ! ત્યારે આ વેશ્યા તો ગુણાનુરાગી છે, તે પોતાની નિંદા અને સાધ્વાચારના ગુણ ગાય છે. વૈકુંઠ તો ગુણાનુરાગી માટે છે, નિંદક માટે નહિ.'

ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજે અમૃતવેલિની સજ્ઝાયમા ગાયુ કે,-

''થોડલો પણ ગુણ પર તણો, દેખીને હર્ષ મન આણ રે; દોષ લવલેશ નિજ દેખતા, નિર્ગુણ નિજાતમા જાણ રે.''

ગુણાનુરાગમાં કૃત્ય આ કરવાનુ કે ગુણસપન્ન હોય એનુ બહુમાન કરવાનુ, એની પ્રશસા, સ્તુતિ ગૌરવ કરવાનું. જો એ નહી આવડે, તો પેલા આચાર્યની જેમ ગુણિયલની ગુણપ્રશંસાને બદલે ઉપેક્ષા થશે, એનુ પરિણામ જાણો છો ? જુઓ...

એક આચાર્યના ચાર મુખ્ય શિષ્યો, એક મહાન વાદી; એક મહાન તપસ્વી; એક બહુશ્રુત; અને એક મહાન વૈયાવચ્ચી. એક વાર ગામમાં

આચાર્ય મહારાજ પધારેલા. બાજુના શહેરમાથી શ્રાવકો આવીને કહે, ''મહારાજ સાહેબ જુલ્મ ! જુલ્મ ! અમારે ત્યા એક મિથ્યાદૃષ્ટિ પડિત આવ્યો છે. તે ગાજે છે, કે ''અમારો વૈદિક ધર્મ જ સાચો છે, બાકી જૈન ધર્મ વગેરે ઈતર ધર્મો પોકળ છે. આવે જેને વાદ કરવો હોય તે !' એમ જૈનધર્મની નિદા કરે છે. આ અટકાવવી જોઈએ, આપના વાદી શિષ્યને મોકલો જેથી એ વાદ કરીને એને હરાવી ચૂપ કરી દે, અને જૈન ધર્મનો ડકો વગાડી દે !''

આચાર્યે વાદી મુનિને મોકલ્યા મિથ્યાત્વી પડિતને સજ્જડ હાર આપીને જિનશાસનનો ડકો વગાડીને એ આચાર્ય મહારાજ પાસે આવી કહે છે, 'આપની કૃપાથી વાદીને ચૂપ કરી દીધો; અને જિનશાસનનો ડકો વાગી ગયો !' આચાર્ય મહારાજ આ વાત સાંભળીને મૌન રહ્યા, અને જરા ય ખુશી ન બતાવી ! હવે જુઓ આચાર્યમા ગુણાનુરાગ અને ઉપબૃંહણાના અભાવે કેવુ ખતરનાક પરિણામ આવ્યું ! એથી વાદી શિષ્ય નિરાશ થઈ નક્કી કરે છે, 'જો ગુરુને આ ગમતુ નથી, તો મે એવી તે શી ભાગ ખાધી છે કે નકામી આ વાદની ઝંઝટ કરૂં ?' એમ કરી એને આચાર્ય અને વાદ પર અભાવ થઈ ગયો, ને વાદમા પ્રમાદી થઈ ગયો. એવુ જ બીજા તપસ્વી, જ્ઞાની, અને વૈયાવચ્ચી ત્રણે શિષ્યોને થયુ. એમ આચાર્ય ગુણાનુરાગ ભૂલી પ્રશસા-ઉપબૃહણા ન કરી તો પોતે અને ચારે ય શિષ્યો ભવમાં ભટકતા થઈ ગયા!

***ગુણાનુરાગમાં ખર્ચ કેટલો ? :-*** ત્યારે ગુણાનુરાગ કેળવવામા ખર્ચ પણ શો લાગે છે ? એક પાઈનો પણ ધનનો ખર્ચ નહિ ! બેઠેલા ઊભા થવા જેટલો પણ શરીરશ્રમનો ખર્ચ નહિ ! ભિખારી કે પક્ષાઘાતી ક્ષયરોગી જેવો મહાબિમાર પણ ગુણાનુરાગ કેળવી ટકાવી શકે ! એવુ એ સસ્તુ અને સહેલુ કર્તવ્ય છે. પાછુ એનો લાભ તો કોઈ ગજબનો છે ! શીઘ્ર કાળમા મુક્તિ પમાડી દે ત્યા સુધીનો મહાલાભ !

***ગુણાનુરાગમાં કરવાનું શું ? :-*** ગુણાનુરાગ કેળવવા માટે જ્યારે જ્યારે આપણી નજરમા કે મગજમા બીજી વ્યક્તિ આવે ત્યારે ત્યારે એના જો દોષનો વિચાર આવતો હોય તો તે વિચાર તરત જ અટકાવીને એના ગુણનો વિચાર શરૂ કરવાનો. આ તો દોષનો વિચાર આવતો હોય ત્યારની વાત થઈ. પણ તે સિવાય પણ બીજાના ગુણ જોઈને કે શોધીને એ ગુણ પર પ્રેમ કરવાનો ચારે તરફ આપણી નજર ફરે તે માત્ર ગુણગ્રાહી અને ગુણાનુમોદના કરનારી હોય આપણે એવી બુદ્ધિ કેળવવાની કે સામો ગમે તેવો દોષી હોય, તોય એ ટાળીને એનામાથી નાનો પણ ગુણ શોધી કાઢીએ, અને માત્ર એ ગુણ પર પ્રેમભર્યો વિચાર આવે

*ગુણાનુરાગનો લાભ :-* ગુણાનુરાગ કર્યે જવામા આપણુ મન બહુ પ્રસન્ન અને શાંત રહે છે. નીચ-ગોત્રના પાપ ઉપાર્જવામાથી બચી, ઉચ્ચ-ગોત્રનું પુણ્ય ઉપાર્જાય છે. દોષ ન જોયો તેથી એની પાછળ ઉઠતા કષાયો અને કુકૃત્યોથી બચી જવાય છે સામાનો પ્રેમ વધે છે. ગુણાનુરાગને લીધે નિંદાના ભયંકર પાપથી બચી જવાય છે, વાતાવરણ સારું સર્જાય છે, બીજાને પણ સારુ શિક્ષણ મળવાથી એ ગુણાનુરાગ કેળવતો થાય છે; ગુણાનુરાગ અને એના દૃષ્ટાન્તો પર બહુ વિચાર થઈ શકે એવો છે, અને કરવા જેવો પણ છે. સાર એ છે, કે હાલતા - ચાલતા કાકદૃષ્ટિ છોડી હસદૃષ્ટિ કેળવી, કોઈના પણ ગુણ જુઓ, અને એના પર ખુશી થાઓ.

## ૬. વચન સુધારસ પીજે : આગમનું શ્રવણ

છઠ્ઠુ કર્તવ્ય આગમ શાસ્ત્રનુ શ્રવણ છે. મનુષ્યજીવનમાંથી નીચેના હલકા એકેન્દ્રન્દ્રિય વિકલેન્દ્રિય કે તિર્યચ-પચેન્દ્રન્દ્રિય, પશુ-પખી કે નરકના ભવ સુધી નીચે ન ઉતરી જવાય એ માટે આહાર વિષય વગેરે અનાદિની ચેષ્ટાઓ છોડી કોઈ ઊંચા ભવ્યમાર્ગે જીવનને યોજવાની જરૂર છે. પરતુ એ ભવ્યમાર્ગનું દર્શન સહેજે સહેજે બનતુ નથી, તેથી માર્ગદર્શન કરાવનારા શાસ્ત્રોને ગુરુમુખે સાભળવાની ખાસ જરૂર છે. જગતના શિક્ષણ કે કેળવણી ઉચ્ચમાર્ગનુ દર્શન કરાવવાને બદલે અનાદિની ઈન્દ્રિય-ગુલામી, લક્ષ્મી-લોભ વગેરેને ઉત્તેજીત કરનાર અને પોષનાર બને છે. ત્યારે સર્વજ્ઞ પ્રભુનાં શાસ્ત્ર એ ભવવર્ધકદોષોને ત્યજવા તથા વિશિષ્ટ કોટિની ઉત્તમ દાન-શીલ-તપ-ભાવના, અહિસા-સંયમ-તપની, દર્શન-જ્ઞાન, ચારિત્રની પ્રવૃત્તિઓ આદરવાનુ શિખવી જીવનું અનત કલ્યાણ સાધી આપે છે. ભગવાનના માત્ર ત્રણ વચને રોહિણીયાને બચાવી લીધો હતો.

આગમ શ્રવણનો પ્રતાપ કેવો કે આગમ શાસ્ત્ર આવ્યુ તો પછી, પણ શાસ્ત્રના એક વાક્યનુ શ્રવણ પણ ક્યારેક તારનારુ બની જાય છે ! એ આપણને રોહિણીયા ચોર અને લૂટારા ચિલાતીપુત્રનાં જીવન-પ્રસંગમા દેખાઈ આવે છે

***રોહિણીયો ચોર*** રાજા શ્રેણિકના સમયમા અઠંગ ચોર હતો, એવો કે વેશ પલટા વગેરેથી આમ પકડાય જ નહિ, પરતુ એકવાર ક્યાંક સિપાઈઓથી એનો પત્તો લાગ્યો તે એને પકડવા દોડ્યા ત્યારે એ ભાગ્યો નગરની બહાર એટલામા ત્યા મહાવીર પ્રભુનુ સમવસરણ મડાઈ ગયેલું, હવે શુ કરે ? જીવ બચાવવા એની નીચેથી ભાગ્યો, આમ તો સમવસરણ જમીન પરના ઝાડ વગેરેને હાનિ ન પહોચે એટલે દેવતાવડે જમીનથી ઊચે

એના કિલ્લાની રચના થાય તેથી એની નીચેથી ભાગતો જાય છે, પરતુ બે કાનમા આગળા ખોસીને ! કેમ ? એના ચોર બાપે મરતા એની પાસેથી વચન લીધેલુ કે 'હુ વર્ધમાન (મહાવીરસ્વામી) નો ઉપદેશ નહિ સાભળુ ' અહી સમવસરણ પર ભગવાનની જોજનગામિની વાણી રેલાતી હતી એ સાભળવી નથી તેથી કાનમા બે આગળા ખોસી દોડે છે એમા અચાનક પગમા એક કાટો ઘૂસી ગયો હવે કાટાળા પગે દોડાય એવુ નથી, ને સહેજ થોભીને કાન પરથી હાથ ઉઠાવી લઈ કાટો કાઢવા જાય તો એકબાજુ ભગવાનનો ઉપદેશ સહેજ સભળાઈ જાય ! ત્યારે બીજી બાજુ પાછળ સિપાઈઓ આવવાનો ભય છે શુ કરે ? એણે થોભીને ઝટપટ એક હાથ ઉઠાવી લઈ કાટો કાઢી નાખ્યો અને પછી દોડ્યો, પરતુ એમા એને પ્રભુના ત્રણ વચન સભળાઈ ગયા

*હવે જુઓ આ ત્રણ જિનવચન એને આગળ પર કેવો બચાવે છે !*

રોહિણિયો દોડ્યો, સિપાઈઓથી એ પકડાયો નહિ, પરતુ અત્યારે તો એના મનમા અફસોસી છે કે 'હાય ! વર્ધમાનનો ઉપદેશ ન સાભળવાનો બાપાને કોલ આપેલો, ને આ ત્રણ વચન સભળાઈ ગયા, હાય !' ખેદ કરે છે પણ એને ક્યા ખબર છે ? કે આગળ પર આ જ જિનવચન એને જીવિતદાન આપનારા બનવાના છે ! બસ, એ વખતે તો પકડાતો બચી ગયો પણ બીજા અવસરે એ પકડાઈ ગયો, રાજા શ્રેણિકની સામો ખડો કરાયો સિપાઈઓ કહે 'મહારાજા ! આ જ લુચ્ચો ચોર રોહિણિયો આજે માડ પકડાયો '

શ્રેણિક લાલ આખ કરી, 'કેમ લુચ્ચા રોહિણિયા ? તારા જેવા ભયકર પાપીને શી સજા કરુ ? કૂતરાના મોતે મારવા સિવાય બીજી સજા છે ?'

રોહિણિયો કહે 'અરે ! અરે ! મહારાજા ! મને ઓળખવો ભૂલ્યા ! હુ રોહિણિયો નહિ હુ તો બાજુના ગામનો ફેરિયો નામે નત્થુભાઈ મથુરભાઈ છુ તપાસ કરાવવી હોય તો કરાવો ' શ્રેણિકે તરત ઘોડેસ્વારને દોડાવી તપાસ કરાવી તો એ જ પ્રમાણે બરાબર વાત મળી

હવે શુ કરે શ્રેણિક ? અભયકુમાર કહે, 'મહારાજા ! આપણાથી નિર્દોષને મરાય નહિ, છોડી મૂકો એમને;' પછી મો ફેરવી કહે 'અને જુઓને નત્થુભાઈ ! અમારે રાજ્યતત્ર ચલાવવુ રહ્યુ એટલે આવી તપાસ કરવી પડે બાકી તમને નિર્દોષને જરાક આમ કરવુ પડ્યુ એનુ અમને દુ ખ છે તેથી તમારો સત્કાર કરવો પડે એટલે તમે આજે મારી સાથે ભોજન લઈને પછી જજો જેથી લોકમા તમારી શાખ વધે ' નત્થુભાઈ ઉર્ફે રોહિણિયાભાઈ તો ખુશખુશાલ થઈ ગયા !

એને અભયકુમારે ઘરે લઈ જઈ સાથે જમાડ્યો, ઉપર ચદ્રહાસ દારૂમિશ્રિત દહી ખવડાવ્યું. પછી કહે, 'હમણા ધૂમ તાપમા ક્યા જશો ? કલાક આરામ કરીને જજો,' એમ કરીને એને સુવડાવ્યો દારૂનું બરાબર ઘેન ચડી ગયુ એટલે એને રત્ને જડેલા હવેલીના ઉપરના માળે ઉચકાવી લીધો, ત્યાં દેવલોક જેવો દેવો, અપ્સરાઓ, સંગીત, નૃત્ય વગેરેનો ઠાઠ કરાવેલો. રોહિણિયો આઠ કલાકે ઘેન ઉતર્યા પછી જાગીને જુએ છે, તો પોતે ફૂલની શય્યામા સૂતેલો છે, દેવતાઈ વેશ છે, સામે દેવીઓ બોલી રહી છે, 'જય જય નદા ! જય જય ભદ્દા ! આજ તમારો દેવલોકમા જનમ થયો છે જય હો જય હો... હવે અમારુ ગીત સાંભળો, નૃત્ય જુઓ. પણ હાં સ્વામિનાથ ! એ તો કહો, પૂર્વ જનમમા આપ કોણ હતા ? ને આપે શું શુ કરેલું ?'

રોહિણિયો અહી ભૂલો પડે છે, ઠાઠ બધો દેવલોક જેવો છે, ને તાજુ ઘેન ઊતર્યું છે એટલે લાગે છે કે 'હુ ખરેખર મરી ગયો, ને અહી દેવલોકમાં જનમી પડ્યો છુ. તો હવે કહી દઉ કે 'હું તો અઠંગ ઉઠાવગીર રોહિણિયો ચોર હતો. .. આવી આવી સીફ્તથી મેં તો ચોરીઓ કરેલી.' આવુ કહું એમા અહી દેવલોકમા શ્રેણિક ક્યા પકડવા આવવાનો છે ?. . '

બસ, આ વિશ્વાસથી એ પ્રમાણે બોલી નાખે એટલી જ વાર હતી, તરત એને ચોર તરીકે પકડી લેવાનો હતો. અભયકુમારનો એના ગુન્હા એના મોઢે બોલાવવાના ને પછી એને તરત પકડી લેવાનો આ પેંતરો હતો. પરતુ ભાગ્ય બળવાન, ને એને થયું "શુ સાચેસાચ આ દેવલોક છે ? આ શું દેવતાઈ વિમાન છે ?' ત્યા એને ભગવાનના પેલા ત્રણ વચન યાદ આવ્યા, ને વિચારે છે,-

'અરે અરે ! હું ક્યા ભૂલો પડ્યો ? ભગવાને કહ્યું હતુ. *(૧) દેવતાઓને આંખના પલકારા હોય નહિ,' (૨) દેવોના ગળામાં ફૂલમાળા કરમાય નહિ, અને (૩) દેવો જમીનને અડીને નહિ, પણ જરાક ઊંચા ઊભા રહે...* આ સામેના દેવ-દેવીમા આ ત્રણેમાથી એકેયનું ઠેકાણે નથી લાગતું એટલે લાગે છે કે આ બનાવટી દેવીઓ બનાવટી દેવલોક . નક્કી અભયકુમારનો મારા મોઢે મારી ચોરીઓ વગેરે કબૂલ કરાવવાનો પેતરો છે. હવે તો હું એને બતાવી દઉ.'

એમ વિચારી રોહિણિયો કહે 'અહો ! અહો ! મે તો પૂર્વે દાન ભરચક દીધેલા. તપસ્યાઓ કરીને તો કાયા તોડી નાખેલી....! પત્યુ. અભયકુમારની યોજના નિષ્ફળ ગઈ ગુન્હો સાબિત ન થાય તો સજા કરાય નહિ તેથી એને છૂટો કરી દીધો

રોહિણિયો છૂટો થઈ તો ગયો, પણ હવે ચિતવે છે, ''અહો ! કેવો અદ્ભૂત આ જિનવચનનો પ્રભાવ ! ધિક્કાર પડો મારા પિતાને કે જેણે

આવા મહાતારણહાર જિનવચન જ સાભળવાની મનાઈ કરી ! ભલુ થજો એ કાટાનુ કે જેણે મને ઊભો રાખી પ્રભુના ત્રણ વચન પરાણે પણ સભળાવ્યા, તો આજે અભયકુમારની જાળમા ન ફસાયો નહિતર તો આજે રાજા મને કૂતરાના મોતે મારી નખાવત. ધન્ય પ્રભુ ! જો આપના ત્રણ વચન મને જીવિતદાન અપાવે તો આપના ત્રણસો, ત્રણ હજાર, ત્રણ લાખ વચન મારુ કેટલુ કલ્યાણ કરે ?' બસ, હવે હું પ્રભુ પાસે ચારિત્ર લઈ લઉ ''

વિચારજો, માત્ર ત્રણ જિનવચન-શ્રવણ જેવા નાના ધર્મનો સારો પડચો મળ્યા પછી ધર્મને જીવન સર્વેસર્વા સમર્પિત કરી દેવા તૈયાર થઈ જાય છે. તમારે જીવનમા ક્યારેય ધર્મનો સારો પડચો મળ્યો જ નથી ? મળ્યો છે તો પછી ધર્મમા કૂદકો કેટલો માર્યો ? રોહિણિયાએ ચારિત્ર લઈ લીધુ.

જેવો રોહિણિયામા જિનવચનશ્રવણનો પ્રભાવ, એવો ચિલાતીપુત્રના જીવનમા પણ પ્રભાવ જોવા મળે છે *ચિલાતીપુત્ર* પણ ચોર બનેલો. એકવાર શેઠની કન્યાને ઊઠાવી ભાગ્યો, બાપ અને ચાર દીકરા પૂઠે પડ્યા ચોરે કન્યાને થાકેલી જોઈ પોતાના ખભે ઉપાડી ભાગવાનુ ચાલુ રાખ્યુ, એમા પોતે હવે થાકેલો તે ધીમો પડતા એને ભય લાગ્યો કે પાછળવાળાથી પકડાઈ જશે, ને મરવાનુ આવશે !' તેથી એણે કન્યાને મૂકીને ભાગવુ જોઈતુ હતુ પરતુ એને એના બાપના હાથમા ન જવા દઉ એવા બાપ પ્રત્યેના ખુનસથી, ખભે કન્યાને એક હાથે ચોટલાથી પકડેલી તે બીજા હાથની તલવારથી એનુ ગળુ કાપી નાખી લોહી નીતરતુ ડોકુ હાથમા લઈ દોડ્યો. રસ્તામાં એક વિદ્યાધર મુનિ ધ્યાનમા ઊભેલા, તે ચિલાતીપુત્ર ગુસ્સાના આવેશમા એમને તલવાર દેખાડી કહે છે, 'બોલો શુ કહેવા માગો છો ?'

*'ઉવસમ, વિવેક, સંવર,'* એમ બોલતાક મુનિ તરત આકાશમા ઊડી ગયા ચિલાતીપુત્ર વિચારમા પડી ગયો, ચિતનમા પૂર્વ જન્મ યાદ આવ્યો, ત્યા પાળેલુ નિર્મળ ચારિત્ર યાદ આવ્યુ, અફસોસ થયો, કે 'અરેરે ! ચારિત્રપાલનમા માત્ર પૂર્વ પત્નીનો મોહ ઊછળી આવ્યો તેથી અહી હલકો - શેઠની દાસી ચિલાતીના પેટે અવતાર મળ્યો ! ફિકર નહિ, આ મહામુનિના વચન અનુસાર હુ 'ઉપશમ' - કષાયની શાતિ લાવુ, એમ કરી તલવાર ફેકી દીધી, 'વિવેક' યાને સ્વ-પરને સાર-અસારની વહેચણ કરુ, એમ વિચારી હાથમાનુ કન્યાનુ ડોકુ ફેકી દીધુ, પછી 'સવર' - પાપથી નિવૃત્ત થઈ જાઉ વિચારીને ત્યા જ સર્વ-સામાયિક ઉચ્ચરી અનશન કરી લઈ કાયોત્સર્ગ ધ્યાનમા ઊભો ત્યા શરીર પર પડેલા લોહીના રેલાને ખાવા કીડીઓ ચડી ચટકા મારી મારી શરીરને ચાલણી જેવુ કરી નાખ્યુ મહાત્મા ચિલાતીપુત્ર ધ્યાનમા રહી સમતાભાવથી સહીને કલ્યાણ સાધી ગયા.

આ શાનો પ્રભાવ ? જિનવચનના ત્રણ શબ્દના શ્રવણનો પ્રભાવ

જગદ્ગુરુ હીરસૂરીશ્વરજી મહારાજ તથા શાંતિચંદ્ર ઉપાધ્યાયજી મહારાજ પાસે જિનવચન સાભળવાના પ્રતાપે મોગલસમ્રાટ અકબર બાદશાહ પીગળી ગયો અને દયાથી વાસિત થઈ જઈ વરસમાં છ મહિના ભારતમા પોતાના આખા વિશાળ રાજ્યમા અમારિ અહિસા ફેલાવનારો બની ગયો.

જિન-આગમ શ્રી ભગવતીસૂત્ર સાભળવાનો શ્રદ્ધાળુને રસ કેવો ? તો કે પેથડશા અને સગ્રામસોની ગુરુ પાસે ભગવતીસૂત્રના વ્યાખ્યાન સાભળતા એમાં ગણધર ગૌતમસ્વામીજી મહારાજના ત્રિલોકનાથ મહાવીર પરમાત્માને ૩૬૦૦૦ (છત્રીસ હજાર) પ્રશ્ન અને એના ઉત્તર છે, તે જ્યાં જ્યાં ભગવાન મુખમાથી 'હે ગૌતમ !' શબ્દ બોલાય ત્યા ત્યા સાથિયા પર એકેક સૌનૈયો (સુવર્ણમુદ્રા) મૂકતા.

સમ્યક્ત્વના ત્રણ લિગમા (ચિહ્નમા) પહેલુ આ છે કે સમકિતિને જિનાગમ-જિનવચન સાંભળવાનો ગંધર્વના ગીત સાંભળવા કરતા ય અત્યધિક રસ હોય જેનામા આ શ્રવણરસ નથી એનામા સમ્યક્ત્વ નહિ આજના ફેલાઈ ગયેલા રેડિયો-કેસેટ વગેરેના શ્રવણના ભયકર ઝેરી રસથી બચાવનાર હોય તો જિનવાણીના શ્રવણનો રસ છે એ રસથી આજે પણ જિનવાણી સાભળનારા કેઈ નાસ્તિક જેવા આત્માઓ આસ્તિક અને ધાર્મિક બની ગયા

આવા મહાન આશીર્વાદભૂત શાસ્ત્રશ્રવણને શક્યતાએ રોજ આચરવુ જોઈએ, તેમાય સસાર-ત્યાગી મહાપવિત્ર સાધુ ભગવતના મુખેથી શાસ્ત્રના બે અક્ષર પણ સાંભળવામા આત્માં પર અલૌકિક અસર થાય છે તેવા મુનિનો યોગ ન હોય તો સારા ધર્મિષ્ઠ વિદ્વાન શ્રાવકના મુખેથી, કે શ્રાવક-જીવનને યોગ્ય શાસ્ત્રને વાચીને પણ, આ દૈનિક કર્તવ્ય અવશ્ય બજાવવુ જોઈએ. અને ઉત્તરોત્તર મન-વચન-કાયાની શુભપ્રવૃત્તિ વધારતા રહેવુ જોઈએ.

પર્યુષણાપર્વના કર્તવ્યોના પ્રસગમા શ્રાવકે આચરવાના દૈનિક છ કર્તવ્યોની વાત થઈ શ્રાવક એટલે જૈન માત્ર સમજવાના, પણ કેવળ વ્રતધારી જ એવુ નહિ એટલે જૈન માત્રના આ છ આવશ્યક કર્તવ્ય થયા. એને ષડ્ આવશ્યક કહેવાય. પ્રતિક્રમણની ક્રિયામા છ આવશ્યક જે આવે છે, તે જુદા. તે તો સવાર સાંજ પ્રતિક્રમણની ક્રિયા વખતે કરવાના હોય છે. જ્યારે આ ષડ્ આવશ્યક દરરોજના કરવાના છે.

**છ દૈનિક કર્તવ્યો પૂર્ણ**



# પૂજ્ય આચાર્ય દેવશ્રી વિજય ભુવનભાનુસૂરીશ્વરજી મહારાજ આલેખિત સાહિત્ય

| | | |
|---|---|---|
| ૧ | પરમતેજ ભાગ-૧ આવૃત્તિ-૩ | રૂા ૭૦-૦૦ |
| ૨, | શ્રી ભગવતીસૂત્ર વિવેચન - ભાગ-૧ | ૨૨-૦૦ |
| ૩. | યોગદૃષ્ટિ સમુચ્ચય ભાગ-૧ | ૩૫-૦૦ |
| ૪ | યોગદૃષ્ટિ સમુચ્ચય ભાગ-૨ | ૩૦-૦૦ |
| ૫. | નવપદ પ્રકાશ અરિહંતપદ | ૧૦-૦૦ |
| ૬. | નવપદ પ્રકાશ - સિદ્ધપદ | ૨૦-૦૦ |
| ૭ | નવપદ પ્રકાશ - આચાર્યપદ-ઉપાધ્યાયપદ | ૮-૦૦ |
| ૮ | સીતાજીના પગલે પગલે - ભાગ - ૧ | ૭-૫૦ |
| ૯ | સીતાજીના પગલે પગલે - ભાગ - ૨ | ૭-૫૦ |
| ૧૦ | મનના મિનારેથી મુક્તિના કિનારે - ભાગ-૧ | ૧૫-૦૦ |
| ૧૧. | મનના મિનારેથી મુક્તિના કિનારે - ભાગ-૨ | ૧૫-૦૦ |
| ૧૨. | જોજે ડુબી જાય ના. | ૪-૦૦ |
| ૧૩ | યશોધર ચરિત્ર - ભાગ-૧ | ૧૨-૦૦ |
| ૧૪. | યશોધર ચરિત્ર - ભાગ-૨ | ૯-૦૦ |
| ૧૫. | પ્રિતમ કેરો પંથ નિરાળો | ૧૦-૦૦ |
| ૧૬ | તિમિર ગયુ અને જ્યોતિ પ્રકાશી | ૫-૦૦ |
| ૧૭. | તાપ હરે તન-મનના | ૧૦-૦૦ |
| ૧૮. | ગણધરવાદ - આવૃત્તિ ૩ | ૧૦-૦૦ |
| ૧૯. | કડવા ફળ છે ક્રોધના | ૨૦-૦૦ |
| ૨૦. | માનવ જાતિને જૈન ધર્મની બક્ષીસ. | ૮-૦૦ |
| ૨૧ | પ્રારબ્ધ ઉપર પુરુષાર્થનો વિજય | ૩-૦૦ |
| ૨૨ | વાચના પ્રસાદી | ૧૦-૦૦ |
| ૨૩ | વાચના વૈભવ. | ૧૫-૦૦ |
| ૨૪. | પ્રભુના ધ્યાને પ્રભુતા પામે. | ૮-૦૦ |
| ૨૫ | સંકલ્પ બળે સિદ્ધિ મળે | ૧૭-૦૦ |
| ૨૬. | વાચનાનો ખજાનો | ૨૦-૦૦ |
| ૨૭ | દરિસન તરસીયે | ૨૫-૦૦ |
| ૨૮ | માનવ તુ માનવ બન | ૨૦-૦૦ |
| ૨૯ | मानव जीवन में ध्यान का महत्त्व | ૨૦-૦૦ |
| ૩૦. | भेदी आकाशवाणी (कुवलयमाला-१) | |
| ૩૧ | भेदी आकाशवाणी (कुवलयमाला-२) | (પ્રેસમા) |
| ૩૨ | जेन धर्मका परिचय | ૨૦-૦૦ |
| ૩૩. | चैत्यवंदन सूत्रप्रकाश (आराधना) | ૨૦-૦૦ |
| ૩૪. | સમરાદિત્ય ચરિત્ર - ભવ ૧-૨ | ૩૦-૦૦ |
| ૩૫ | ઉપદેશમાળા - મૂળ તથા અનુવાદ | ૧૫-૦૦ |
| ૩૬ | સૂરિ પુરંદર | ૫-૦૦ |
| ૩૭. | મહાસતી દેવસિકા.. | ૩-૦૦ |
| ૩૮. | પરમાત્મભક્તિના રહસ્ય.. | ૫-૦૦ |
| ૩૯. | તર્કના ટાકણા શ્રદ્ધાનું શિલ્પ | ૩૦-૦૦ |
| ૪૦ | મનનાં દરદ મનની દવા | ૪૫-૦૦ |
| ૪૧ | તું તારુ સભાળ | ૨૦-૦૦ |
| ૪૨ | જીવન બને ઉપવન | ૧૬-૦૦ |
| ૪૩ | ધ્યાન અને જીવન ભા ૧ પાચમી આવૃત્તિ | (પ્રેસમાં) |
| ૪૪ | બાધો પ્રભુ સાથે પ્રીત | (પ્રેસમા) |



C/o. કુમારપાળ વિ. શાહ ૩૬, કલિકુંડ સોસાયટી, ધોળકા - ૩૮૭૮૧૦
ભરતકુમાર ચતુરદાસ શાહ ૮૬૮, કાળુશીની પોળ, કાળુપુર, અમદાવાદ